જેજેશ્રી ગોકુલના પ્રાણ પ્રભુ અનન્ય જન આધાર, અનન્ય ધર્મના રક્ષક, પક્ષક, અનન્ય ધર્મ પ્રગટી કરણ, કૃત્યમ કૃત્ય અન્યથા સર્વ કરણ સામર્થ, ન ભુતો ન ભાવી, અદ્ભુત લીલા પ્રગટી કરણ, અનન્ય ધર્મ પ્રિય, સ્વ મહાતમ પ્રગટી કરણ, સ્વમનો-ભિલાષીત, અસાધારણ ચરીત્રવાન, કેવલ સ્વતંત્ર ભકત ભાગ્ય ફલોદય, ગુઢ ભાવ દાન દાયક, ગુઢ આસય જ્ઞાતા, એહવા જે શ્રી વીઠલેશકુમાર શ્રી ગોકુલેશજી ભુતલમાં ભકતને હેત કૃપા સંયુકત પ્રાદુર્ભુત થઇ અનેક અસાધારણ લીલા પ્રગટ કરી તે જાણવા કેનુ સામર્થ નથી. શા માટે ? જે પ્રમાણ પક્ષે વેદે કહયું છે "જે મે વેસ વણુ તે તેન લભ્યમ" એમ કહયુ છે જે જેહનુ હું વરણ કરૂં કે સ્વતહથી જણાવ્યુ તેણે અનુભવ કરી સ્વરૂપને જાણ્યું; ને કેટલાએક ભાગ્યવાને અનુભવ કરી લીલા સહીત સ્વરૂપની લીલા છાયા માત્ર સુચનીકા લેખને કરી કીધી.

સંસ્કૃત ગ્રંથે તથા અષ્ટકે તથા પ્રાકૃત ગ્રંથે તથા પદ કવીત છંદે તથા કડવે અનેક પ્રકારે લીલા ચરીત્ર કહ્યું છે. પોતા પોતાની યોગ્યતા સમાન ભાવ સંપન્ન પ્રાગટ્ય દીશાએ જેહવો જેણે અનુભવ કર્યો તેણે તેહવો રસ પ્રગટ કરી કહયું.

હવે અપ્રગટ દશાએ અનુભાવે સાનુભાવ પ્રગટ કરી વાર્તાએ સુચનીકા કરૂં છું. છે તો અસાધારણ ગુઢાંતર પણ સુચનીકા સરખી વાર્તા લખી છે તેથી જે કોઇ એ લેખન જોસે તેહને સર્વ જ્ઞાપન થાસે. હવે તે પ્રકાર લખું છું.

જે શ્રી ઉતમોતમ ભગવદીય સ્વરૂપ નૈષ્ટીક જેહને શ્રીજીએ પોતાના સ્વરૂપનું યથારથ જ્ઞાન કર્યું છે તેહને સર્વથી નીરાવરણ કરી નીરાવરણ રક્ષા હેત નીરાવરણ અણુ ઉચ્છીષ્ટ પરમ નૌતમ અછુતો સ્થલ શ્રી ગોકુલેશપુર પોત ના નામ સહજહુને પામે. અર્તવ અન્યથા સ્વતહથી કો ન પામે. વલી વેદે કહ્યુ જે "અહમેવાહ જાની" તે કહ્યું "જે મારા સ્વરૂપને હુંજ જાણુ છુ" તે આધુનીક પ્રાગટ્યની શ્રીમુખે આજ્ઞા દીધી છે જે અહીં અનુભવ નીગમ પ્રમાણ. શા માટે ? જે એ આધુનીક પ્રાગટ્યને વેદ આદી કેઈ જાણતુજ નથી. જે પ્રાગટ્યને વેદ શાસ્ત્ર જાણે છે તે પ્રાગટ્ય ભીન્ન છે, આ પ્રાગટ્ય લેખનમાજ નથી. તેહને શ્રીમુખે આજ્ઞા દીધી છે જે "એસો પ્રાગટ્ય ન હુવો ન હોયગો" તો એહવા અછુતા પ્રાગટ્યને સીદ્ધ કરવા કો વેદ પુરાણ શાસ્ત્રનીય ઉપપત્ય લાવે છે, આજો સંવત લાવે છે તે સર્વ મીથ્યા છે, વ્યર્થ છે. શા માટે ? જે શ્રીમુખે આજ્ઞા દીધી જે 'એસો પ્રાગટ્ય ન હોવો ન હોયગો' વલી કહ્યું છે જે 'એ વાત વેદ ને જાણે' વલી આજ્ઞા દીની જે "લેખનમો કો પ્રાગટ્ય હે સો ન્યરો હે, એ અબહી ભયો હે' એહવા અનેક વચન અન્તરંગ સ્વકીયને જ્ઞાપન કીધાં છે.

એમ ભુતલ મધ્યે પ્રાગટ કરી અનેક લીલા કીધી જે કો મહા ભાગ્યવાન પુષ્ટી સૃષ્ટીને એ પ્રભુએ સ્વતહથી જણાવ્યુ તેણે અનુભવે કરી એ સ્વરૂપ જાણ્યુ ને કેટલા એક ભાગ્યવાને અનુભવ કરી લીલા સહીત સ્વરૂપની છાયા માત્ર સુચનીકા લેખન કરી લીધી.

સંસ્કૃત ગ્રંથે તથા અષ્ટકે તથા પ્રાકૃત ગ્રંથે તથા પદ કવીત છંદે તથા કડવે અનેક પ્રકારે લીલા ચરીત્ર કહ્યું છે. પોતા પોતાની યોગ્યતા સમાન, ભાવ સમાન, દાન સમાન, પ્રાગટય દીશાએ જેહવો જેણે અનુભવ કર્યો તેણે તેહવો રસ પ્રગટ કરી કહ્યું. હવે એક અપ્રાગટય દીશાએ અનુભાવે સાનુભાવ પ્રગટ કરી એક વીચીત્ર લીલા પ્રગટ કરી તે એહોને ચરણે લાગી અને એહોની કૃપાની સહાએ ગુજરાતી ભાષાએ કરી વાર્તાએ સુચન કરૂં છું.

છે તો અસાધારણ ગુઢ ગુઢાન્તર પણ સુચનીકા સરખી લખી છે તેથી જે કોઇ એ લેખન જોસે તેહને સર્વ જ્ઞાપન થાસે. હવે તે પ્રકાર લખુ છું. જે શ્રી ઉતમોતમ ભગવદીય સ્વરૂપ નેષ્ટી „ જેહને શ્રીજીએ પોતાનું સ્વરૂપ યથાર્થ જ્ઞાપન કર્યું છે ને કરવું છે તેહને સર્વથી નીરાવરણ કરી નીરાવરણ રક્ષાને હેત નીરાવરણ અણ ઉચ્છીષ્ટ પરમ નૌતન અછુતો સ્થલ શ્રી ગોકુલેશપુર પોતાના નામ સાદ્રસ્ય કેવલ સ્વરૂપાત્મક સ્થલનું એ લોકોને દાન કરી ત્યાં નીરાવરણતાએ રક્ષા કરી અને એક એ લીલા પ્રગટ કરી તેહનું કારણ કહીએ છીએ. એ કહેવાનું અને જાણવાનું કેનુ સામર્થ નથી શા માટે ? જે પ્રભુના સ્વરૂપને તો કદાચ કો ગ્રંથ શાસ્ત્રો કે શ્રીમુખ વચનેથી કે પુરૂષોતમના કૃત્ય લક્ષણ જોઈને જાણે પણ પુરૂષોતમના અંતઃકરણની વાતોને કો ન જાણે. શા માટે ? જે સ્વાભિપ્રાયે સંસય સ્વામીના અંતઃકરણનો અભિપ્રાય જાણવા કેહેનું સામર્થ નથી. ને એ તો પ્રભુએ પોતાના અભિપ્રાય પુર્વક અનુભાવને સામર્થ સાક્ષાત અનુભવ કરાવી તથા ભકતના અનુભવ સાથે પોતે અનુભવ કરી જે લીલા પ્રગટ કીધી તેહને જાણવા કેહેનું સામર્થ નથી. માટે કોઇ એ ન જાણે, પણ મહેદની કૃપા સામર્થે યથામતી લીલા પ્રગટ કર્યાનું બાહાજય કરણની છાયા માત્રો કાંઇ લખું છું. શા માટે ? જે ગુસાંઇજીએ લખ્યું છે જે "અનન્ય ભકત સુજ્ઞાપિતાસય" માટે અનન્ય ભકતની કૃપાએ બાહાજય આસય જણાયો તે લખું છું.

જે ધેય સ્વરૂપે આસુર વ્યાહ મોહ લીલા દેખાડયા પછી એ ઘરની જે સંતતી તેણે કુલને અહંકારે પોતાનુ દૈવિત વીચારીને વાત ઉઠાવી "જે સર્વ વૈશ્નવની સંતતી છે તેહને અમુકને નીવેદન કરવાવો, તે અમારૂં પદોદક પીએ, અમારા સેવકસું વ્યવહાર કરો ને અમ સાથે અનુકુલ રહો" એહવી વાત ઘણી ઉઠાવી.

ત્યાં જે કોઈ અભેદ બુધી હતા, જેહને લેખે સર્વ સરખુ હતું, જેહને કેવલ સ્વરૂપથી ન્યારૂ વરણ કીધું છે, જે સમ દ્રષ્ટિ મહાતમ પક્ષ છે, જે વૃથા દેવી તેવી મોહની સૃષ્ટિ છે અને તે સૃષ્ટિ અભેદની દ્રષ્ટિએ અહીં શરણ આવી છે તેણે ત્યાં જેજે કીધું તે સર્વ કયું અને કરેજ છે. પણ એટલું ન સમજયા જે નારદ પંચ રાત્ર આદિ ગ્રંથે પુરૂષોતમને પાંચ સલ્યા કહયા છે જે (૧) પ્રભુના સ્વરૂપને અને બીજાના સ્વરૂપને એક કરી જાણે (૨) પ્રભુનો પ્રસાદ અને બીજાનો પ્રસાદ એક કરી જાણે છે. (૩) જે પ્રભુનો

મંદીર અને બીજાનું મંદીર એક કરી જાણે છે (૪) પ્રભુનો યશ અને બીજાનો યશ એક કરી જાણે છે. (૫) જે પ્રભુનો ઉત્સવ અને બીજાનો ઉત્સવ એક કરી જાણે છે. આ પાંચે સલ્ય પ્રભુને મોટા સલ્ય છે.

શ્રી ભાગવતે, વેદે, ગીતાએ, અન્યાશ્રય નિસેધ કીધો છે તથા શ્રી આચાર્યજીએ અન્યાશ્રયના અપરાધ ઠામ ઠામ લખ્યા છે. શ્રી ગુસાંઇજીએ લખ્યુ છે જે "અન્યાશ્રય ન કર્તવ્ય સર્વથા બાધકસ્તુ" તથા શ્રીમુખે આજ્ઞા દીધી છે જે 'જે જાકું અન્યાશ્રય હોએ તાકે ઘરકી છાંયા આગલ હોયકે ચલીએ નહી" વલી આજ્ઞા દીધી છે 'જે અન્યાશ્રય છોટો ભી બુરો ઔર બડો ભી બુરો, જેસે ચાંડાલકો બાલક એક માસકો હોએ તાકો છોહેઉ સ્નાન ઉપજે ઔર સાઠ વરસકો હોએ તાકુ કો છોહસે વલી સ્નાન ઉપજે, તાતે અન્યાશ્રય એસો બુરો હે' એમ ઘણું કહ્યું છે. પણ અભેદ બુદ્ધિ શું જાણે ? તે વેદે, ભાગવતે, ગીતાએ, શ્રી આચાર્યજીએ તથા શ્રી ગુસાંઇજીએ ભક્તિમારગને વિષે દોહન કરી અને અનન્યતાજ પ્રિય છે કહ્યું છે. વલી પોતે આજ્ઞા દીધી છે 'જે અનન્યતા ત્યાં સ્નેહ, સ્નેહ ત્યાં રસ, જ્યાંહાં અન્યતા નહી ત્યાંહાં સ્નેહ શાનો ? અને સ્નેહ નહીં ત્યાં રસ શાનો ?" એહવી અનેક પ્રકારે પ્રગટ કરી કરી અનન્યતા નીરૂપણ કરી છે તે કયાંહાં લગી કહું. ગીતાએ ભગવદ વચન જે "સર્વધર્માનું પરીત્યજય મમ શરણં વ્રજેત" શ્રી ગુસાંઇજીએ લખ્યું છે જે "અન્ય સબંધ ગંધોપી કંધરામેવ બાધતે" વલી લખ્યુ છે જે "અનન્ય ભક્તેષુ જ્ઞાપિતાશય" એહવી અનેક પ્રકારે અનન્યતા કહી છે. પણ એ રસે જેહનો અંગીકાર નહીં ને ભષલ અબુદ્ધ અભેદ બુદ્ધિ વારો એ રસની વાતો શું જાણે ? જેહને કેવલ રસાવેસી અનન્યતા સ્વરૂપે અનન્યતાએ અંગીકાર કીધો હોય તો તે જાણે, બીજા શું જાણે ? માટે તેણે પોતાની અજ્ઞાનતાએ જે તેણે કીધુ તે સર્વ કર્યું ને તેહજ આચરણ ખાનપાન અભેદ બુધ્ધીએ સર્વ કર્યું ને વલી કીધાને દોષે એહવી બુધ્ધી થઇ. જે પોતાના કીધાનો પક્ષપાત કરીને સ્વરૂપ ધર્મી ધર્મનું ઉલઘન કરીને અને સ્વરૂપ મારગીનો દ્રોહ વિચારીને તે ઉદ્યમ પુંઠે થયા. પણ શું કરે ? પણ જો એ પ્રાચીન થાતુ જ આવ્યું છે. અયોગ્ય થયું છે. પણ તોએ ચિંતા ના કરીસ. એક તાહારે સબંધે સર્વ વિનિયોગ આવ્યું. કેહેની પેરે સબંધ થયો ? જેમ કો પારકા ગોત્રની કન્યા સાથે વિવાહ કર્યો ને પરણી ત્યારે તેહના સબંધી સર્વ સાથે પુરૂષને સબંધ થયો. એ સ્ત્રીને જે સાથે સંગીન ધર્મ સબંધ છે તે સર્વ સાથે એહને સબંધ થયો. એકને સબંધે જેમ તેહના સર્વ સબંધીસું સબંધ થયો તે ન્યાયે એક તેં પ્રભુ સાથે સબંધ કીધો ત્યારે તારા સર્વસું પ્રભુએ સબંધ કર્યો એહવો શ્રી આચાર્યજીએ સબંધ કીધો છે ને કહ્યું છે તો એહવું સમજીને જો બીજા કને ફરી નિવેદન કરાવીએ પોતાનાને તો તો અમને ઘણું જ બાધક થાય ને પ્રભુના કૃત્યનું ઉલંઘન કીધાનો અપરાધ બેસે. એક તિર્થ ઓલંઘન કીધાનો શાસ્ત્રે ઘણોજ અપરાધ કીધો છે તો આતો ઇશ્વરેશ્વર અમારા પ્રભુ તેહોનું વચન, તેહની આજ્ઞા ઉલંઘન કર્યાના અપરાધનું શું લખું ? માટે અમોએ આજ્ઞા ઉલંઘન ન થાએ. ત્યાં પુર્વ પક્ષ જે કહે "જો તમારે એમ છે તો તમારી સંતતી કુટુંબને શ્રીજીકને તમો કાં નિવેદન કરાવ્યું છે તે કહો."

ત્યાં કહીએ છીએ તે સાંભલ. મારે પ્રભુએ કરાવ્યું છે ને ફરી પોતાનું પોતાને વિષે કરાવ્યું છે. જેમ ભરથાર પોતાની સ્ત્રીનો નિત્ય ફરી ફરી ભોગ કરે છે પણ તે સ્ત્રી જયારે

બીજા પુરૂષ સામુ જુએ ત્યારે ભરથાર તેનું મોં ન જુએ. જે નવરત્ન જે વિષે ટીકાએ કહયું છે જે એકવાર જેણે સમર્પણ કર્યું ત્યારે સર્વ પ્રભુને સમર્પ્યું ને વલી રાજભોગે તેહજ સામગ્રી ફરી તેહજ સામગ્રી કેમ સમર્પી છે? સમર્પ્યું સમર્પે છે તે બાધક નથી? ત્યાં સમાધાન ! જે પોતાને ભરથારે કણ ઘૃત આદી સર્વ સામગ્રી ઘરમાં આણી સ્ત્રીને સોંપી છે તે ફરી શુધ્ધ કરી સમારી પાક કરી ભરથાર આગલ કેમ રાખે છે ? તે ન્યાયે તેમ પોતાની વસ્તુ પોતાને વિષે ફરી ફરી વિનિયોગ આણે છે. એમા બાધક શું ? બાધક તો એ જો એહની સામગ્રી બીજાને વિનિયોગ આણીએ.

ને વલી મેં પુછયું તેનો સિદ્ધાંત શ્રીમુખ વચને સિદ્ધ કર્યો છે તે સાંભલ ! એક વાર ભૈયા રઘુનાથદાસે શ્રીજીને પ્રશ્ન કીધો જે મહારાજ નવરત્નમાં કહયું છે જે "સર્વેષા પ્રભુ સબંધીત પ્રત્યેત મિતી સ્થિતિ તો રાજ એકને સબંધે તેહના સવ સબંધી સાથે પ્રભુનો સબંધ થયો" ત્યારે આજ્ઞા દીધી "જે યામો કોણ સંદેહ હે ?" ત્યારે એણે ફરી પુછયું "જે રાજ તો તેહની સંતતીને ફરી નિવેદન શા માટે કરાવો છો ?" ત્યારે આજ્ઞા દીધી "જે શ્રી આચાર્યજીની મારગ મર્યાદા હે ત તે કરાવત હે" ત્યારે વલી રઘુનાથ દાસે વિનંતી દીધી "જે મારગ મર્યાદા માટે કરાવો તો ભલે કરાવો પણ સિદ્ધાંત તો એમ છે જે એકને નિવેદને તેહના સર્વ સબંધીને થયુ" ત્યારે શ્રીમુખે પ્રસન્ન થઇ કહ્યું જે "ઇનકી કહા ચલી યાહુતે અપનાએતકો પેંડો કછુ ઔર હે.

એણે ગર્ભિત વચને કરી અસાધારણ સબંધ પ્રગટ કરી કહયો, જે જે સિદ્ધાંત સિધ્ધ કીધુ. વલી તું કહેસે જે શ્રીજીએ માર્ગ મર્યાદા કહી તે તો કરવી તો તેહનું વલી કહું જે સાંભલ ! જે શાસ્ત્રો એમ કહયું છે જે ગુરુ કરવો તો આવો કરવો તે શ્લોક કહીએ છીએ "અ ઘ પુત કુલીન સકલ ગુણ નીધી સુંદર સર્વ ભોકતા દાતા વકત દયાલુ પ્રહસીત વદન સાત્વીક સાવધાન માની ડડી પ્રતાપી વચન મધુરજ તો વિશ્વ વિખ્યાત કીર્તી કાર્ય શ્રેતા ગુરૂ શ્ર ગુરૂ રતિક રસીક કૃષ્ણ ભકતૈક પક્ષ" એહવા લક્ષણ જેમાં હોય તેવા ગુરૂ કરવા. તો એહવા લક્ષણ તો પુરૂષોતમમાંજ હોય ને નિવેદન તો પુરૂષોતમ કનેજ કરવું કહયું છે. જે તે 'આચાર્યવાન પુરૂષો વેદ' એમ કહયુ છે શુધ્ધ પુષ્ટિમાર્ગીય આચાર્યવાન હોએ તે સર્વ જાણે. માટે આચાર્યવાન તે અમે જ છું ને શુદ્ધ પુષ્ટિ-માર્ગીય તે અમારૂંજ વરણ કીધું છે ને એ ધર્મનું દાન અમનેજ કર્યું છે અહીં તું કહેસે જે તમોજ કેમ આચાર્ય વાન છો ? તમોએતો શ્રીજી કને નામ નિવેદન કર્યું છે. તા કહીયે છે જે શ્રીમુખે આજ્ઞા દીધી છે 'જે કો જાનત હે તાકે લીએ પ્રાગટય હે અરૂ સોઇ મહેદ હે જો જાનત હે' માટે જાણું છું તે અમો જો તમો જાણતા હો તો એ સ્વરૂપ વિષેજ તમારી નેષ્ટા હોએ તાં બીજા વિષે હોયજ નહીં માટે એ ધર્મનુ દાન તે અમનેજ કર્યું છે. ત્યાંહાં શ્રુતિએ "મે વસ્ય વણું તે તે ન લભ્ય" માટે તમો ન જાણો.

વલી કહયું છે તે સાંભલ ! જે શુધ્ધ પુષ્ટિમારગી અંગીકાર તે પુરૂષોતમ વિના થાએ નહીં તે લખું છું. એ શ્રી સર્વોતમે કહયું છે. "ભુવિ ભકિત પ્રચારૈક" એ નામના અર્થનું શ્રી મહાપ્રભુજીએ સર્વોત્તમ ગ્રંથે વિવરણ કર્યું છે તો હું શું લખું ? વલી નવરત્ન ગ્રંથને વિષે કહયું છે જે "ત્યા નિવેદને ચિંતા ત્યાજયા નતુ અનન્ય નિવેદને કૃયે

ચિંતા ત્યાજા" એમ પોતે લખ્યું છે. માટે નિવેદન તે પુરૂષોતમેજ સિધ્ધ થાએ ને પુરૂષોતમ સાથેજ કરવું. શામાટે ? જે પારસના સ્પર્શ વિના લોહું સુવર્ણ થાય નહીં. લોહું સુવર્ણ ત્યારેજ થાય જ્યારે પારસનો સાક્ષાત પરસ થાય. નિર્દોષ વસ્તુ વડેજ નિર્દોષ થાય. એ દોષ વસ્તુને સ્પર્શે નિર્દોષ થાય નહીં ને નિર્દોષ તો એક પુરૂષોતમજ છે બાકી સર્વે દોષીત છે. માટે જીવનો અંગીકાર જગદીસ વિના નવ થાય એ નિરધાર ને તે તો અમારે ઘેર બેઠા છે. ત્યાંહાં પુર્વ પક્ષ કહે જે ભલુ, બાલકને ત્યાં તમો નહીં નિવેદન કરાવો પણ આતો પ્રભુ પુત્ર છે એથી તો સિધ્ધ થાએ તો એ પાસે કાં નથી કરાવતા

ત્યાંહાં કહીએ છીએ જે પુત્રે કરી પ્રભુનુ કર્યં સિધ્ધ થાય નહીં. શામાટે ? જે શાસ્ત્રે એમ કહ્યું છે જે "ગુરૂવત ગુરૂ પુત્રસ્ય ઉચ્છિષ્ટ પાદજલં વિના" એણે વચને એમ કહ્યું જે ગુરૂના પુત્રને ગુરૂવત કરી માનીએ પણ તેનું ઉછિષ્ટ ને પાદજલ નહીં લીજીએ. તો ગુરૂનું કૃત્ય રૂપને કૃતાર્થ કારણ તો ઉછિષ્ટ ને પાદજલ છે ને તેહજ નહીં લીજીએ ત્યારે તે સબંધ શાનો ? તે ઉપર એક ભાગવતની કથા છે તે સાંભલો ! જે નારદે વ્યાસની આગલ કહ્યું છે જે 'આ હું નારદ પદવી પામ્યો છું તે કહું તે સાંભલો. જે મુલ હું દાસીનો પુત્ર હતો. એક સ્થલે અમો મા દીકરો રહેતા હતા ત્યાં ભગવદ ભકત આવ્યા ને ચાતુર માસ ત્યાહાં રહયા, ત્યાં મારી મા પરચારકી કરે તે હું ઉપર ઘણી કૃપા કરી તેની તે પોતાની પતલીમાથી જુઠન હુંને આપે ને બીડા લે તેનો તાંબુલ હુને આપે તે લેતા લેતા હું નારદ પદવી પામ્યો.' તો ગુરૂના પુત્રનું તો ઉછીષ્ઠ ને પાદજલ નિસેધ કીધું છે ને ભકતની જુઠન લીધેથી તો નારદ પદવી પામ્યા તો ત્યારે પ્રભુનો સબંધજ ઉત્કર્ષ થયો. તો જ્યાંહાં પ્રભુનો સબંધ ત્યાંહાં સર્વ યોગ્યતા. બાકી પુત્ર માટે કાંઈ નહીં. જો ઉતમ કુલને અધિકારે અધિકાર પ્રભુના સબંધ વિના થાતો હોય તો શ્રી આચાર્યજી મુખ્ય ભકતને મહેદ કરી કાં કહે ? મુખ્ય તો તે આહીર હતા, સ્રીજન અહીં રહેતા, આચાર હિન કુલહીન. પણ ના અહીં પ્રભુનો સબંધજ મોટો. જ્યાંહાં પ્રભુનો સબંધ તે મોટો સર્વથી સિધ્ધ થાએ. પુત્રત્વે કાંઇ સબંધ ના થયો. શામાટે ? જે પુરૂષોતમનું પ્રાગટય કાંઈ સંગીન ધર્મ માટે નથી, ભકતનેજ માટે છે. માટે કુલની પદવીએ કાંઇ સિધ્ધ થાએજ નહીં. તેહજ ઉચ કુલ, તેહનીજ પાદવી ઉચી, તેહજ વરેસ જ્યાં ભગવત સબંધ. પુરૂષોતમને સંગીન ધર્મ વલી સો ? શ્રી કૃષ્ણચંદ્રને અનેક પુત્ર હતા તેથી શો-અર્થ સર્યો ? મુખ્ય ભકતો ત્યાં કાં ન અનુસર્યા ? પણ ના એમ નહીં. સ્વરૂપેજ સિધ્ધ થાય.

ને તે કરતા જે કોઇ અનન્ય ભકત છે, સ્વરૂપ નૈષ્ટિક પતિવૃત ધર્મી છે તેને એક એ સ્વરૂપ વિના બીજે સબંધે જો વસ્તુ બુધ્ધિ ઉપજે જે મારા એ પ્રભુ છે ને એક અહીં કોઈ વસ્તુ છે એવું મનમા આવે ત્યારે અનન્યતા ગઇ. ત્યાંહાં શ્રી ગુસાંઇજી કૃત શ્લોક છે "અહં કુરંગી દ્રિગ ભંગી સંગીના અંગીકૃતો સ્મિહ અન્ય સબંધ ગંધોપી કંધરા મેવ બાધ્ય તે" એહનો અર્થ શ્રીમહા પ્રભુજીએ મહા ભાગ્યવાન સભામા બેસી જયારે જયારે કહયો છે ત્યારે શ્રીહસ્ત ખરગ ન્યાયેન ઉંચે કરીયને સુરત્વે નિચો લહેકાવી કહ્યું જે અન્ય સબંધ ગંધોપી કંધરા મેવ બાધ્ય તે એમ કહીને કહ્યું જે અન્ય સબંધ કરે તો કાંધ કાપે માટે અન્ય સબંધ એહવો છે ને અમારે તો આરાધની ભજનીય એહજ સ્વરૂપ છે.

એક સમય શ્રીમહા પ્રભુજીને માલજી પંચોલીએ વિનંતી કીધી જે 'રાજ સેવા બડો પદારથ હે ?' એ સાંભલી શ્રીમહા પ્રભુજી બોલ્યા 'જે હાં હાં સેવા બડો પદારથ હે' ત્યારે એ ભાગ્યવાને વિનંતી કીધી 'જે રાજ સેવાથી કોઇ બડો પદારથ હે'? ત્યારે આજ્ઞા દીધી 'જે સ્વરૂપ ઇતિરિકત સબે બાધક હે તો સેવાકી કહા ચલી' માટે સર્વથા કેવલ સ્વરૂપજ અને તે અનન્યતાએ રસારૂઢે આરતભુત ભજનીય અમારે એમ છે ને ભકિત સિદ્ધાંતમાં શ્રીમહા પ્રભુજીએ લખ્યું છે જે સ્વમારગી સ્વરૂપ ઇતિરિકત ગુણ ગાન કરે તો તેહને આસુરી ગતી હોએ અને જહાં તહાં ભગવદ માર્ગે અનન્યતાજ પુરૂષાર્થ કરી કહી છે તે કહું છું. પ્રહલાદનું વચન જે "યાવદન્યા શ્રયસ્તાવદ ભગવાન પિતં જનં અલોકયે મધ્યા યા અનન્યજન વત્સલ" વલી શ્રી ગુસાંઇજીએ કહ્યું છે જે "અનન્ય ગોકુલ સ્વામી અનન્ય કૃત્ય ગોકુલ' વલી કહયું જે "અનન્ય ભકતે સુજ્ઞાપિતાસય" વલી ગીતાનું વચન તથા 'નહાવેદૈર્નંત પસા' એ શ્લોકે કહયું છે "જે અનન્યતા સ્વતપતો માજેજના અપિચેત્સુ દુરાચારો ભજતેમા અનન્ય ભાક" બીજુ વચન "પુરૂષ સપર ચાર્થ ભકતા લભ્ય સ્તવનન્યયા" વલી શ્રી ભાગવતે કહયુ છે "આચાર્યોસ્થિત દર્શનસ્ય અનન્ય લભ્યત્વાત" પ્રભુના સ્વરૂપનું યથાર્થ દર્શન તો અનન્યનેજ હોય. વલી સુબોધીનીએ કહ્યું "ભગવદ ભકતાન મધ્યં નેષ્ટાપનું વતિ" શ્રી ગુસાંઇજીની વિનતીનો શ્લોક છે તેહનો ભાવ છે જે મારા એહ લોક જાઓ ને પરલોક હવડાંજ જાઓ પણ મારી અનન્યતા છે તે તમારે વિષેથી જાસે નહીં. એ શ્રી ગુંસાંઇજીનું વચન. હવે સર્વતોધિક શ્રીસુખ વચન જે "અનન્ય શરણકુ કૃપા કરેઇ કરે." તો અનન્યતા એહવો મોટો પદાર્થ છે. અનન્ય ધર્મ તેહનું અમારે વતે ઉલંઘન કેમ થાય ? તો તમો કહો છો તો તમને તો શું કહીએ ?

ત્યાં પુર્વપક્ષ જે બાલકને વિષે વંશ પદવી છે ને કહયું છે જે "વંશ સંસ્થાપિતા. સેયઃ' અશેષ મહાતમ તે શ્રી આચાર્યજી વંશને વિષે સ્થાપિત કીધું છે. ત્યાં કહીએ છીએ જે તમો કહો છે તે ખરૂ પણ તેહનું તો શ્રી મહા પ્રભુજીએ વિવરણ કીધું છે જે "વંશ પદે ઔર પુત્રન ગેઅ" ઔર સુપુત્ર તે શ્રી ગુસાંઇજી લગણ ને આજ્ઞા દીધી જે "અશેષ મહાતમ તે જયાંહાં જયાં શ્રી આચાર્યજીના સરખા સ્વરૂપાત્મક ધર્મ દેખીએ ત્યાંજ કહીએ' જયાં તેવા ધર્મ ન દેખીએ ત્યાં શું કહીએ. એ શ્રી સર્વોતમે કહયું છે જે 'ભુવિ ભકિત પ્રચારે કૃત્યે સ્વાનયં કૃતતા' એ નામનો અર્થ જે 'પીતત્વેપિ સ્વતુ યદિ વંશેન સ્યાનદા કથ સ્વ પ્રવર્તિત માર્ગ પ્રવર્ત સંભવેત' એણે પ્રકારે ત્યાં સર્વ નિરૂપણ કર્યુંજ છે માટે જયાં તેવા ધર્મ ના દેખીએ તેહોથી શું થાય.

તેથી એક પ્રકાર કહું છું તે સાંભલ શ્રી ભાગવતને વિષે શ્રી કૃષ્ણે ઉધ્ધવ પરત્વે કહયું જે ઉદ્ધવ દારાન સુતાન કહી જે નિવેદન કહે છે તે મર્યાદા મારગ હે. પુષ્ટિ મારગ તે એથી ન્યારો છે એમ કહ્યું છે. ને એ સર્વથી એક અસાધારણ પ્રકાર સ્નેહનો છે. તેહને તો એ તર્ક વિતર્કમાં શું કહીએ શ્રી આચાર્યજીએ શ્રુતિનું એક વચન કહયું છે જે "અલૌકીક સ્તુજે ભાવાનતા સ્તર્કેને યોજયેત" જે અલૌકીક ભાવ છે તેહને વિતર્ક સાથે જો... કરવો નહીં. માટે એ પ્રકાર જે મહા ભાગ્યવાનનો રસાત્મીકનો અંગીકાર કીધો હોય તેહજ રસના રસીયા જાણે, બીજા એ રસને શું જાણે ને વિશદ શું કહીએ. તે અસાધારણ રસ ને અસાધારણ સબંધ સર્વોપર, સર્વ થકી ન્યારો છે તેહનો એ વિહિત

પ્રકારમાં ઉતર શો દીજીયે. ન તે કેને કેવાની કે ન તે કેને સાંભળવાની યોગ્યતા છે, તે કેવલ કૃપા સાધ્ય છે. ને તે સ્નેહેજ સિદ્ધ થાએ ને તે ભાવ મારગી જાણે, બીજાને ગમ્ય નથી તો તમોને શું કહીએ.

ત્યાં પુર્વ પક્ષ જે તમારે બીજા બાલક દ્વારા સિદ્ધ નથી થાતુ ને પ્રભુપુત્ર દ્વારા નિવેદન સિદ્ધ નથી થાતુ તો તમારી સંતતી અણુ નિવેદની બહીરમુખને ઘરમાં કેમ રાખી છે ?

ત્યાં કહીએ છીએ રે મુર્ખ ! અબુદ્ધ ! એ તો સિદ્ધાંત હતો તે પ્રથમ કહી આવ્યો છું તો વલી શું પુછે છે ? ને પુછે છે તો કહું છું તે સાંભલ ! જે શ્રી પુરૂષોતમ શ્રી ગોકુ- લેશજી તેહના જે અંગીકૃત નિવેદની તેહની સંતતિ વહુ બેટી આશ્રિત બહીરમુખ કેમ થાએ ? હવે તેહનું સિદ્ધાંત કહું તે સાંભલ ! ત્યાં પ્રમાણુ જે નારદે પ્રાર્થના કરી છે જે કો ભગવદ ભકત છે, તેહના સેવકના સેવક તેહના સેવકને ઘેર મારો કીટ પતંગનો અવતાર હતો. બ્રહ્માએ પ્રાર્થના કરી છે જે "વિષ્ણુ ભકતા શાંતા સદગતિ માનસા તેસા દાસોઅંદાસ ભવતિ જન્મ નિજન્મની' વલી સાંભલ જે શ્રી ભાગવતે કહયું છે જે ને જે શ્લોક શ્રીજીએ પ્રમાણુ કીધો છે તે સાંભલ જે 'કીતક્ષત હુણાધ પુલં પુરક આભીરકયકા રાય વનારાણદય' અને 'ચાપા પારાયદી ઉપાશ્રયા શ્રયઃ સુધંતિ તસ્મૈ પ્રભુશ્રીત'ને તેહનો આશ્રીત એમ ચોથી પરંપરાનો આશ્રય જે કો ઉપર કહયા જીવ નિખસીયા પુલીંદ એહવા પાપી જો તેહને આશ્રય આવે તો તે કૃતાર્થ થાએ જોહવું પ્રમાણુ ભગવદ માર્ગે શ્રી ભાગવતે કહ્યું છે તો આતો શ્રી આચાર્યજી કને શુધ્ધ પુષ્ટિ માર્ગ પ્રગટ કરાવ્યો ને જે માર્ગને વિષે શ્રી પુરૂષોતમ શ્રી ગોકુલેશજીનું પ્રાગટ હતુ ને તે પુરૂષોતમ સાથે અમે નિવેદન કીધું તો અમારી સંતતી તો સર્વોપર કૃતાર્થ થઇ છે. વલી કહું છું તે સાભલ જે શ્રી ભાગવતે સપ્તમ સ્કંધે કહયું છે જે પ્રહલાદને હિરણ્યકસ્યપે ઘણું દુખ દીધુ છે તે ભકતનું દુઃખ અસહય થઇને નરસિહ અવતાર ધરી હિરણ્ય કસ્યપનો વધ કીધો ત્યારે પ્રહ્લાદે નરસિંહ આગલ પોતના પિતાની વિનતિ કરી જે "વિપ્રાદ્રષ્ટિ ગુણયુતા દરવ્યંદ નાભઃ પાદારવ્યંદ વિમુખાત સ્વપંચ વરેષ્ટ મનેતદર્પા મનો વચને હિતાર્થ પ્રાણ પુનાતિ સકલંનતુ ભુરીમાન' એ કહીને કહયું 'જે યદ્યપિ એ એહવો છે પણ તેહને તમો કૃતાર્થ કરો' ત્યારે નરસિંહજીએ કહયું જે 'ત્રિસ્પતતી પિતાપુત્ર પિત્રભિ સહતે નયઃ શા ધોશ ગ્રહે જાતો ભવાને કુલ પાવનઃ" એણે વચને કરી કહયું જે 'એહના અંગીકારનુ મારે હાથ શું છે ? જેહના કુલમા એક ભગવદ ભકત હોય તેહના એકવીશ પેઢી આગલ એક- વીસ પાછલ એમ બેતાલીસ પેઢી સહેજ કૃતાર્થ થઇ રહી છે.'

તો જો પ્રમાણુ ભગવદ માર્ગે એમ કહયું છે તો આતો મહેદ અંગીકૃત માર્ગ શ્રી આચાર્યજી કને પ્રગટ કરાવ્યો છે ને તે માર્ગ વિષે અમો અનુસર્યા છીએ તો અમારી સંતતી કેમ બહીરમુખ થાય ? વલી કહુ છું તે સાંભલ જે પરંપરાનો પ્રકાર શ્રીમુખે કહયો છે તે સાંભાલ ! જે વામનના ચરણુ સ્પર્શ્યાને સબંધે કરી ગંગાજીને જગત કૃતાર્થ કરવાનું સામર્થ થયું છે તો મુખ્ય તો વામન અંશ અવતાર ને તેહના ચરણ સ્પર્શે એહવું સામર્થ થયું છે તો અમો તો ન ભુતો ન ભાવી એહવા પુરૂષોતમોતમ નિઃસાધન

ફલાત્મા જેણે કેવલ કૃપાએ કરી ભુતલ મધ્યે ભકતને હેત પ્રાગટ્ય કર્યું છે તેહના ચરણારવિંદે સબંધ કર્યો છે ત્યારે અમારી સંતતી તો સહેજે બીજા અધમ જગતને કૃતાર્થ કરે એવી સંતતી છે. તો તું તેને બહીરમુખ કેમ કહે છે ?

વલી શ્રીમુખે આજ્ઞા દીધી છે તે સાંભલ ! જે "ગંગાજીમાં પરનાલો આવી મલે છે તે જ્યાં લગી પરનાલો છે ને ગંગાજીમા મલ્યો ત્યારે ગંગોદક થયું ને તેમાં જગતને કૃતાર્થ કર્યાનું સામર્થ છે તે વડે બીજા કૃતાર્થ થાએ તેમા કોણ સંદેહ છે ? જેમ એક આરંદ્ર વસ્તુ છે તેમાં કોરૂ વસ્ત્ર બાંધીએ તેહને એ આરંદ્ર કરે. આરંદ્રા આરંદ્રી" એ શ્રીમુખે કહ્યું છે.

વલી એક પ્રમાણ ઉપપતી પરંપરાની કહું તે સાંભલ ! જે રાજા બલીએ ઇંદ્રાસનને અભિલાખે નવસો નવાણું યજ્ઞ કીધા ને હજારમેં યજ્ઞે ઇંદ્રાસન પામવાનો સમય થયો ત્યારે ઈશ્વરે રક્ષા કરી જે રાજ્ય પામસે તો બારેવાટ જાસે માટે વામનનો અવતાર ધરી છલ કરી અને યજ્ઞનો ભંગ કીધો ને રાજા બલીની રક્ષા કીધી. એવડો શ્રમ એહે ને કાજે શા માટે લીધો ? જે એ પ્રહલાદના વંશનો હતો તે કાણ વિચારીને રક્ષા કરી. પરંપરાની જગદીસને એહવી કાણ છે. તો આતો અમારી સંતતી છે તો એના અંગીકારમાં શું રહયું છે.

વલી શ્રીમુખે આજ્ઞા દીધી તે કહું છું તે સાંભલ ! જે "એક સમય લક્ષ્મી દાશીએ મહાપ્રભુને વિનંતી કરી જે રાજ સુરતમાં હાંપી હીરો રહે છે તે છે તો જઇન ને તે મહાવલી લોકો છે પણ રાજના માર્ગ ઉપર વિશ્વાસ ઘણો છે ને એમ જાણે છે જે તે મારગ સાચો છે એમ વિશ્વાસ પુર્વક કહે છે ત્યારે શ્રીમુખે પ્રસન્ન આજ્ઞા દીધી જે 'સુન લક્ષ્મીદાસ ! જૈન ભયો તો કહા, અરૂ મલેછ ભયો તો કહા ? એ શ્રી આચાર્યજીકો માર્ગ એસો હે જો જાકું રૂચેગો સોઉ કૃતાર્થ હોયગો' એ વચન શ્રીમુખે કહયું. તો જેહનો પ્રગટ કરાવ્યો એ મારગ તે મારગના ઘણી શ્રી ગોકુલેશજીએ તો એમ આજ્ઞા દીધી જે જૈન ને મલેછ લગણ જેહને એ માર્ગ રૂચસે તેહને કૃતાર્થતા કહી. તો અમારી સંતતી સ્ત્રી વહુ, કુટુંબ જે શ્રીમહા પ્રભુજીને ચરણાર્વિંદે અનુકુલ છે, સેવાનું કાર્ય કરે છે, સેવાને વિષે તત્પર છે, તિલક માલા ધરે છે, ચરણામૃત લે, છે એ સ્વરૂપનું ભગવદ નામ લે છે, એક એ સ્વરૂપ વિના બીજુ જાણતા નથી તે બહીરમુખ કેમ રહયા ?

તું કદાચીત માર્ગ મર્યાદાનું કહેસે તો તેના શ્રીમહા પ્રભુજીએ પ્રથમ સિદ્ધાંત કરી સર્વ સંદેહ દુર કર્યા છે તે કહું તે સાંભલ ! જે એક સમય બાલકૃષ્ણજીનો નાતી જદુપતિ ભેલસે ગયો હતો તેણે ત્યાં ઉપાધી ઉઠાવી જે પત્ર દ્વારા નામ નિવેદન કેમ કરાવો છો ? તે ઉપર ત્યાંના વૈશ્નવોએ તેહની ઉપાધી સહિત સર્વ શ્રીજીને વિનંતી લખી મોકલી. તેહનો શ્રીમહા પ્રભુજીએ માર્ગોકત ને સ્વરૂપ બલે સિધ્ધાંત કરી પત્ર લખી પઠવ્યો છે તે આક્ષાયેકા માથે સર્વ આગલ લખીસ, હવડા તારા પુર્વ પક્ષના સમાધાન કરવાને સંક્ષેપ માત્ર કહું છું જે શ્રીજીએ ભેલસાના પત્રમા લખ્યું છે જે શ્રી મહાચાર્ય સમંધિભ્ય સાક્ષાત નામ ગ્રહણે, પત્રદ્વારા, સેવકદ્વારા નામ ગ્રહણે ન માર્ગ સબંધાદ

વંસ્વં ભગવદ અંગીકારો ભવેત્યેવ નામ સંદેહ અત એવોત્ક દસમેં'એ ઉપપત્ય લખી છે તે પત્ર આગલ યથાત્પ્રન્ય લખીસ. તો એ ચાર પ્રકારમાં એક પ્રકારે જેણે સંસ્કાર કીધા છે તેહને બહીરમુખ કોણ કહે ? જે કો શ્રીજીના સ્વરૂપથી અને એ મારગથી બહીરમુખ હોએ તે અમારી સંતતિને બહીરમુખ કહે.

અહીં પુર્વં પક્ષ કહે જે પત્ર દ્વારા અંગીકાર તો તેહનો થય છે જેહને પોતે આજ્ઞા દઇને પત્ર આપે છે, તેણે પત્રે બીજાનો ન થાય. ત્યાં કહીએ છીએ જે શ્રીમહા પ્રભુજીએ વારાણસી યાદવજીને પત્ર લખ્યું છે તે મધ્યે લખ્યું છે જે નામાંકીન પત્ર છે ને સ્વરૂપ આત્મિક છે એ શ્રુતિની ઉપપત્ય સહિત લખ્યું છે ને વલી લખ્યું છે જે પત્ર સેવન વિહિત નાહીં યહુ વચન જેને કહયો તિન ભગવદ માર્ગ સ્વરૂપ ઓર શ્રી આચાર્યજી વીનું જાને કહયો તાતે ઉનકો વચન અપ્રમાણ એમ લખ્યું છે માટે એ સ્વરૂપ સમાન છે ને તે નિત્ય છે માટે સ્વરૂપથી જેમ કૃતાર્થ થાય એમ પત્રથી પણ થાય.

ને જેમ તું કહે છે તેમ હોએ તો કો ભાગ્યવાનને કૃપા કરી અને સેવાનું દાન કર્યું ને પછે કો દિવસે તે ભકતનો અભાવ થયો ને તેહજ સેવા કો બીજાને પધરાવે છે તેહને ફલીત કેમ થાએ છે ? તેહના ધણી એ સેવાએ કૃતાર્થ કેમ થએ ? જે સેવે તે કૃતાર્થ થાય માટે તેમજ એ પત્ર ને એ ચારે પ્રકારે, સાક્ષાત-પત્રદ્વારા, સ્વપ્નદ્વારા અને નામદ્વારા, ને એ સેવકદ્વારા એ ચારે અંગીકારના દ્વાર કહયા છે. એ પ્રભુએ જે આજ્ઞા દીધી તથા કૃત્ય કીધી, જેજે આચર્યું તે સર્વે નિત્ય છે, સદા છે. એમાં સંદેહ નથી.

ત્યાં પુર્વં પક્ષ કહે છે જે આચાર્ય પદવી તો એહજ કુલને છે બીજાને નથી ને અધીકાર એહનેજ છે. ત્યાં કહીએ છે જે બાલક વડે કે પદવી વડે કે શ્લોક વડે નિવેદન સિધ્ધ થાતુ હોય તો બાલકોના કરાવ્યા નિવેદન ઉપર ફરી પોતે સિદ્ધ કરાવે ? તેહના કરાવ્યા ઉપર ફરી પોતે તેહોને કરાવ્યુ છે જે પદવીથી ને બાલકથી સિધ્ધ ના થાએ. શ્રીજીએ પોતાના સ્વકીયને પોતેજ કરાવ્યું છે કે પછી મહાપુરૂષ રૂપ પોતાના ચરણારવિંદ દેખાડયા છે બીજું કાંઇ દેખાડયુંજ નથી. પછે કોઇ કાંઇ સમજે. માટે એ કેવલ સ્વરૂપથીજ સિધ્ધ થાએ, બીજાથી ન થાએ.

અહીં એક બાલનો પ્રસંગ લખુ છું તે સાંભલ ! જે એક સમય શ્રીજી શ્રીનાથજી-દ્વાર ઉપર મંદિરમાં પધાર્યા ત્યાં ચરણ ક્ષાલણ કીધા તે લઘુ લાઘવે વૈશ્નવે ચરણામૃત લીધું તેહવે કલ્યાણરાય આવ્યા તેણે ત્યાં પગ ધોઆ તે એક સેવક શ્રીજીનો અજાણ્યો નવો આવ્યો હતો તેણે અણસમજે તે પાણી પીધુ તે શ્રીજીએ દીઠું તે પોતે બોલીને બોલ્યા 'જેરે ભેડ અંધો ભયો હે, દેખત નહીં. જો કહા લેત હુ'' એમ આજ્ઞા દીધી. એ સાંભલી એક પ્રસંગ કહું. એક વૈશ્નવ શ્રીમહા પ્રભુજીનો સેવક હતો જેનું નામ નરહર વંસા અટકે હતું તે દક્ષિણ ગયો હતો ત્યાં દુઃખી અસક્ત થયો ને બાલકના સેવકના હાથે પથ લીધું, તેહને હાથ લીધું ને વલતો વારૂ થયો ત્યારે તાપીપુર આવ્યો. ત્યાં માલજી પંચોલી હતા તે એહો કને આવ્યો ત્યારે પંચોલીજીએ શ્રીજીનો સેવક જાણી લોટી આપવા માંડી પણ તે વૈશ્નવે લીધી નહી 'કહે જે હુંથી આવું થઇ આવ્યું છે' ત્યારે પંચોલીજીએ કહયું જે 'તો ભલુ શ્રીજીને પુછીસુ' તે અહીં આવ્યા ત્યારે શ્રીમહા

પ્રભુજીને પુછ્યું જે 'રાજ આ વૈષ્નવથી આમ થઇ આવ્યું છે. તેહની શી આજ્ઞા' ત્યારે શ્રીજીએ એ વાતતો એમજ રહેવા દીધી ને શ્રીમુખે બીજી વાત કહી જે :-

'એક વેર એસોહી ભયો હતો, જો એક શ્રી ગુંસાંઇજીનો સેવક હતો સો કહૂ જાત હતો ઉનકે સંગ બાલકકે સેવક હતો. સો પેંડામો દુઃખી ભયો, અશકત ભયો, પાછે પથકે સમય ભયો તબ મુંગકીદાલ બીજાયકો વાકો આપુ જલ લીઓ, દો તીન દિન યહી ભાંતિ લીઓ પાછે કછુક સ્વાસ્તિક ભઈ તબ રસોઇ કરીકે લીએ' એ પ્રસંગ કહયો. યદપી એમ કર્યું પણ બાલકના સેવકના હાથનું ન લીધું. એ કહી દેખાડયું એથી પ્રિછવું.

ત્યાં વલી સમાધાન કહું તે સાંભલ ! એકવાર દયાળદાસ કાયસ્થ ભેલસાના તેણે પોતે નિવેદન કરી પત્ર સેવા પધરાવીને શ્રીજીને વિનંતી કરી જે રાજ હું રહું છું ત્યાં રાજનો બીજો કો સેવક નથી. બીજા બાલકના સેવક છે માટે મારે સેવાને અસૌકર્ય સેવામા જલની લોટી તેહો કને ભરાવું ! ત્યારે શ્રીમુખે આજ્ઞા દીધી જે 'તેરે બેટા તો હે તો ઉનપે લોટી કયોં ન ભરાવે ?' એ પ્રભુના કહયાનો અભિપ્રાય એ જે તારે નિવેદને તારી સંતતિનું નિવેદન થયુંજ છે તો તે કને લોટી કાં ભરાવ ? પણ એ મુગ્ધ બુધ્ધે પ્રભુના વચનનો, અભિપ્રાય ન જાણ્યો ત્યારે ફરી વિનંતી કરી જે 'રાજ બેટાકું તો નિવેદન કરાયો નાહી' ત્યારે શ્રીમુખે આજ્ઞા દીધી જે 'જા ઉનકું હમ નિવેદન કરવાયો, ઉનપે ગડુઆ ભરવાઉ' એમ અતુલ પ્રતાપૈક સ્વરૂપ સામર્થે આજ્ઞા દીધી. હવે કેટલા દિવસ પછી તે દિકરાને લઇને આવ્યા ને નિવેદન કરાવ્યાની વિનંતી કરી ત્યારે શ્રીમુખે આજ્ઞા દીધી જે 'ઇનકું તો મેં નિવેદન કરવાયો હે.' આજ્ઞાએ કરાવ્યું તેજ સિધ્ધ થાય. તો એમ આજ્ઞા તો દીધી જે બાલકને નિવેદન સિદ્ધ ના થયું. જો એહોથી સિધ્ધ થાતુ હોય તો બાલકના સેવકને લોટી ભરાવાની આજ્ઞા ના આપે ! જે એહોની શી ચાલી છે ?

જે જેણે બાલકૃષ્ણજી કને તથા કલ્યાણરાય કને અને ગીરધરજી સુધી નાથાભાઇ કૃષ્ણનાગર વડોદરાના, રતનબાઇ તથા નરહર વસા આદિ અનેકે બીજે નિવેદન કરાવ્યા હતા ને તે ભાગ્યવાનના ભાગ્યે ઉદય થયો ત્યારે તેણે અહીં શરણ આવીને શ્રીજી કને ફરી નિવેદન કરાવ્યા એ પ્રસિદ્ધ છે. તો તેહને ફરી પોતે નિવેદન તો કરાવ્યા જો બાલકથી સિધ્ધ ના થયું. ત્યાં કલ્યાણરાયના સેવક સુંદરે કહયું જે 'જુઓરે ભાઇ ! જેને નિવેદન કરાવ્યા છે તેને ફરી કરાવે છે.' તેનું બોલવું સાંભલી શ્રીજીએ કહયું જે 'ઇનકો નિવેદન ભયો હે એ તો ફરી કાહેકું કરે' એ સિધ્ધાંત સાંભલી કેવલ સ્વરૂપ સામર્થે સિદ્ધાંત કહયું તે માર્ગ પ્રણિત શ્લોકે જો નિવેદન સિધ્ધ થાતુ હોય તો બાલકે જે નિવેદન કરાવ્યા તો તેહને ફરી પોતે કાં કરાવ્યા ? ને એહજ શ્લોકે કરી કરાવ્યા છે.

જો સ્વરૂપ બલ વિના શ્લોકે નિવેદન સિધ્ધ થાતુ હોય તો ભરૂચના નારણજીભાઇ આદિ કેટલા એક ભાગ્યવાનને આજ્ઞાએ નિવેદન કરાવ્યા છે જે 'જા તેરો નિવેદન ભયો હે, જા ઉનકુ મેં નિવેદન કરવાયો હે' એમ આજ્ઞાને સામર્થે નિવેદન કરાવ્યા છે ત્યાં શ્લોક કયાં ભણ્યા હતા પણ ના એ કેવલ સ્વરૂપેજ સિધ્ધ થાય. અન્યથા આચાર્ય પદવીએ અને શ્લોક ભણ્યે સિદ્ધ ના થાય.

એકવાર શામદાસ ભટનાગરે તાપીપુરમાં જેદેવજી કને નિવેદનનો શ્લોક શીખ્યો તે સાંભલી ત્યાંના વૈશ્નવે લોટી વરજી ને અહીં વિનતી લખી જે મહારાજા ધિરાજ તાપીપુરના વૈશ્નવે શામદાસની લોટી વરજી છે ત્યારે શ્રીજીએ પુછયું "જે કાહેકુ" તે

વિનંતી કરી જે 'શામદાસ ભાઇ જૈદેવજી કને નિવેદન શીખ્યા માટે' ત્યારે શ્રીમુખે સતશબ્દને ઉચર્યા જે 'કહે ભાઈ તેરે નિવેદનકો શ્લોક શીખવેકો પ્રયોજન કહા હતો ? જાકે આગે બેઠત હે તાકે હાથ સબ હે. તેરે શ્લોક શીખવેકો પ્રયોજન કહા ?' એ વચન કહયું છે.

એણે વચને એમ સિધ્ધ થયું જે બીજે કીસસે સિદ્ધ ના થાય, કેવલ સ્વરૂપ બલેજ સિદ્ધ થાય. વલી એ માર્ગનું પ્રાબલ્ય ને શ્રી આચાર્યજીના પ્રાગટયનું પ્રાબલ્ય ને કેવલ સ્વરૂપ સનમુખની ઉગ્રતા માર્ગોકિત કહું તે સાભલ :- જે સનમુખતા વિના નામ નીવેદન કૃતાર્થ થાતા હોય તો રાજા બીરબલને શ્રી ગુસાંઈજીએ નામ નિવેદન કરાવ્યુ ને તે અહીં સનમુખ નહીં તો કંઇવાર શ્રીજીએ બહીરમુખ કરી કહયો છે. વલી કૃષ્ણદાસ અધીકારી શ્રી આચાર્યજીનો સેવક પણ અહીં સનમુખ નહીં માટે પોતે તેનું નામ ન લે. તે કુઆમાં પડી મુવો ત્યારે શ્રીમુખે કહ્યું જે "અધોગતી વતામસા" માટે બીજેથી ને બીજે સાધને કીસો અર્થ સરે નહી. ને જેકો નામ નિવેદન વિના કેવલ સનમુખતાએજ કૃતાર્થ કીધા તે કહું તે સાંભલ ! મુખ્ય તો રાણી દુર્ગાવતીને નામ નિવેદન વિના કેવલ સનમુખતાએજ સર્વાત્માના સર્વાગે અંગીકાર કીધો રાય મુકુંદદાસને નામ નિવેદન નહીં, વલી સ્વરૂપ નેષ્ટિક ગુણી દયાનદસે શ્રીજીને વિનંતી કરી જે મહારાજ એહોને પોતાનું ખાનપાન છુટતુ નથી માટે નામ પામી શકતો નથી પણ રાજ તેહોનુ ભલુ થાય તે કરો ત્યારે દયા આણી આજ્ઞા દીધી જે 'નરકતે તો છોડાયો અરૂ કહા ચાહત હે ?' એ અવારી દાન દીધું. રાજા ટોડરમલની સનમુખતાનો અંગીકાર કર્યો, આસફખાનનો અંગીકાર કર્યો. એ મલેછનો અંગીકાર કર્યો કેમ જાણીએ ? ત્યાંહાં કહીએ છીએ જે મુખ્ય તો એ જે શ્રીજી મલેછ સાથે સંભાષણ ના કરે, કરે તો શાંબોલ સ્નાન કરે ને આસફખાનનું નામ અપરસ થકી લે.

એક વાર દૈવી ને આસુરી સૃષ્ટિની વાત ચાલી ત્યારે પોતે આજ્ઞા દીધી જે 'દેહ મલેચ્છકો ભયો તો કહા ભયો, એ આસફખાન મલેછ ભયો તો કહા મલેચ્છ ભયો ? એણે વચને એમ સિધ્ધ કીધું જે દેહ મલેચ્છ પણ જીવ દૈવી છે. ને એણે તેવીજ આસકતતાની અનેક સેવા કીધી છે તે લખતા ઘણો વિસ્તાર થાય માટે નથી લખ્યો. લાહોર પેલી પાસા દેહ મુકી તે દિવસે કો મહા ભાગ્યવાન ભગવદીએ સ્વપ્નમાં શ્રીજીની બેઠકમાં ઉભો દીઠો ત્યાર પછી આઠમે દિવસે સમાચાર આવ્યા જે આસફખાને દેહ મુકયો. એથી નિશ્ચય કરી કહીએ છીએ જે પ્રસિધ્ધ અંગીકાર કીધો ને જહાંગીરનો અંગીકાર કીધો તે કહું તે સાંભલ એનો વિસ્તાર હું માલોદ્ધાર લીલામા લખી આવ્યો છું માટે અહીં સંક્ષેપે તાતપર્ય માત્ર સુચના કરૂં છું.

ચિદ્રુપની શીક્ષાએ મથુરામાં શ્રીજીને કહયું જે માલા ઉતારો. તેના શ્રીજીએ ઉતર દીધા પણ આગ્રહ કરી ના બોલી શકયો. પછી કાશ્મીરમાં ઉતર પ્રતિઉતર થયા ને દસ ભાંતે કહયું જે તમો માલા ઉતારો ને શ્રીજીએ કહયું જે નહીં ઉતારીએ, તેણે કહયું રૂદ્રાક્ષકી પહેરો તે કહ્યું જે હમારે વિહિત નાહી. તેણે કહયું જે મોતીની પહેરો ત્યારે કહયું જે સ્રુંગાર હેત પહેરત હે, પે ધર્મકી માલા હમારે તુલસીકી હે. વલી તેણે કહ્યું જે મેં તુલસીકી માલા ઉતારવેકુ કહત હું ઔર તુમ ઉતારો ત્યારે શ્રીજીએ કહયું

ઇતકો સુર્ય ઉત ઉગે પણ હમ માલા નહીં ઉતારે ત્યારે જહાંગીર છાનો થઇ રહયો. તે એ પાદશાહીની એ રીત છે જે એહોનુ તે અનીવાર્ય, એહોનો હુકમ ફરે તો એહોને તલાક પડે ને શ્રીજીએ એહોના અનેક હુકમ ફેરવ્યા, નિરૂતર કીધો પણ એ પ્રભુની સનમુખતાએ બોલી શકયો નહીં પછી વારાણસી રહેવાનો કરાર કીધો ને શ્રીજી ડેરે વિદાય કીધા.

પછે ભીતર જે બલભદ્ર વાકાનવીસને તેડાવી પુછયું જે મેં શું કહયું ને શ્રી ગુસાંઇજીએ શું કહયું ? ત્યારે તેણે વાકો સંભલાવ્યો ત્યારે એણે પુછયું જે વારાણસી રહેનેકા નામ મેને લીઆ કે ગુસાંઇને લીઆ ? ત્યારે બલભદ્રે કહયું જે હજરતને લીઆ. ત્યારે તેણે કહયું જે તે ગુસાંઇજીને મેરે ઉપર બુરા તો ન માન્યા હોયગા ? એ વચન કહયું. તો જુઓ પોતાનો હુકમ ફર્યો, ચિદ્રુપને વચન આપ્યું હતું તે ગયું, પોતે હુકમ કર્યો હતો તે પણ ગયો ને પોતે નિરૂતર થયો તે ચિંતા ન થઇ અને કહયો જે મેરે પર બુરા ન માના હોયગા ?

તો એ વચન આસ્તિકના કે નાસ્તિકના ? પછે પ્રાત:કાલે ઉઠી મછી ભવનને શીકાર ગયો. તેહવે શ્રીજી તો આસફખાનસું વિદા થઇ ત્યાંથી વિજય કીધો. પછે કેટલ-એક દિવસે શીકારથી આવી આસફખાનને પુછયું જે ગોકુલનાથ ગુસાંઇ કહાં હે ? ત્યારે ખાને કહયું જે વે તો તાહી દિન ચલે ગએ. એ સાંભલી ચોંકી ઉઠયો. જ્યારે ચલે તો મોં પર ગુસ્સે તો નાંહી હોકર ચલે ગએ ? તેહનું ખાને સામાધાન કીધું. તો એ વચન સનમુખતા વિના હોય ? પછી રૂચી સાથે એહોનો ધર્મ સરાયો, એહની સહરાના કરી ને ઉપરાંત સોરમથી ફરી તેડાવ્યા ત્યારે આશીર્વાદ દેવાને આગરે આવ્યા ત્યારે આસફખાને અરજ કરી જે ગોકુલનાથ આયે હે ત્યારે દેશાધિપતી બોલ્યો જે તુમ ઇનકું વિદા કરો મેં ઇનતે શરમીંદા હું, મેં ઇનકે ઘર છેડાયો. પણ હજુર તેડાવી ઘણું સમાધાન કર્યું અને કહયું જે અબ નગારે બજાયકે શ્રી ગોકુલવાસ કરો અરૂ મેરા ગુના માફ કરો. માટે જો અહીં સનમુખ હતો તો એ વચન કહયા વલી એના અંગીકારનું ઉપર વખાન કહું છું જે જ્યારે જહાંગીરે દેહ મુકી તે દહાડે દામોદર ભટે શ્રીનાથજીની તીબારીમાં દીઠો તે વાત આવી પ્રાત:કાલે શ્રીમહાપ્રભુજી આગલ કહી જે રાજ આજ મેં જહાંગીર શ્રીનાથજીની તીબારીમાં દીઠો. તે સાંભલી અન્યથા કરણ સામર્થે કહ્યું જે 'ઉન દેહ છાંડયો હોયગો. પે વે એસોઇ હતો.' તે એવું વચન શ્રીમુખથી કહયું ને એહવી સેવા અને એહવી એહોની સનમુખતાથી એ સિદ્ધ કર્યું. ને એહનો પ્રસિધ્ધ અંગીકાર કર્યો.

વલી મહાબત ખાનનો અંગીકાર તે કહું જે પ્રથમ એહને અભાગ્યે સ્થલ ઉપર દોષ રહેતો તો એક દિવસે હ થી ઉપર ચઢયો શ્રી ગોકુલમાં આવ્યો તેને શ્રીજી આશીર્વાદ દેવા જઇ આગલ ઉભા રહયા તે એહ સ્વરૂપને જોઇ તેનું અજ્ઞાન દૂર ગયું ને ઘણી પ્રણીપતિ કરી બોલ્યો જે શ્રી ગુસાંઇજી એ તુમારો સેવક ઠાડે હે તેસો મેં એક હું. એમ હાથ જોડીને કહયું. જે જીવ ઇશ્વર આગલ હાથ જોડીને કહે જે હું તમારો છું ત્યારે સર્વથા તે શરણ આવ્યો, તેહને બીજુ સાધન બીજુ કર્તવ્ય કાંઇ રહયું નહીં. વલી કહું છું જે એકવાર એ મહાબત ખાનના ડેરા કોસલે પડયા હતા ત્યાં શ્રીજી આશીર્વાદ દેવા પધાર્યા ત્યારે એણે શ્રીજીની આગલ પામરી રાખી ત્યારે શ્રીજીએ કહયું જે 'હમારો પ્રકાર તુમ જાનત હો, હમ ઓર કાહુકો લેત નાંહી.' એ વચન સાંભલી ખાને પોતાના

ગલામાં ઉપરેણો ઘાલી હાથ જોડી વિનતી કરી જે 'તુમ ઓર કાહુકો લેત નાહી પે અપનેનકો તો લેત હે. તો મેં તો તુમારો હું'' એ વચન સાંભલી શ્રીજીએ પામરીનો અંગીકાર કર્યો. એ વચન પોતે શ્રીમુખથી કહયું છે જે 'ઉન યોં કરીકે યે વચન કહે તબ મેં ઉનકી પામરી લેઇ. તે એહના અંગીકારમાં શું રહયું.

વલી એહની આસ્તીકતાની એવા કહું જે એકવાર તાપીપુરમાં શ્રી મહાપ્રભુજીનો સેવક મોહનદાસ વીરજીને માથે મે હોલમાના આભરણનાબંટાનું કેણે ભુતાનુ કીધું તે મહા-વતખાને તેને કોરડે માર્યો ને ઘણો માર દેવાડયો જ્યારે લુગડા ઉતરાવ્યા ત્યારે કંઠે તુલસીની માલા દીઠી તે પોતાની પાસે તેડી લીધો ને પુછયું જે તું કોનો સેવક છે? ત્યારે એણે શ્રીજીનું નામ કહયું જે ઉનકો સેવક હું. તે નામ સાંભલતા તુરત મુકી છાંડયો ને કહયું જે ઉનકા સેવક કબહું એસી ના કરે. પછી જેણે એહની ઝુંઠી તહોમત કીધી હતી તેને પકડી માર્યો ને તે કનેથી બંટો નીકળ્યો. ત્યારે ખાને કહયું જે મેં કહયું નાહીં કે ઉનકા સેવક હોયગા સો એસી બુરી કબહુ ના કરેગા.

વલી કહું જે એક સમે શ્રીજી એહોને આશીર્વાદ દેવા પધાર્યા ત્યારે શ્રીજીને ખાને કહયું જે નાથજી તુમ કાશ્મીર કેતેક દિનમો ગયે ઔર કેતેક દિનમો આયે. ત્યારે શ્રીજીએ દિવસ જતા આવતાના કહયા ત્યારે એણે કહયું જે મથુરા તે દ્વારકા તો એક રાતમે ગયે અરૂ ઈહાં ઇતને દિન કયોં લગાયે? ત્યારે એ કહીને પછે કહયું જે હાં તબ તુમારી એસી ઈચ્છા અબ તુમારી એસી ઈચ્છા. તો એહવો સનમુખ ને એહવો આસ્તિક. એણે દેહ મુકી તે દહાડે કો વૈષ્નવે સ્વપ્નમા દીઠું જે નાવે બેસી શ્રી ગોકુલમાં આવ્યો લાલ વસ્ત્ર પહેર્યું છે, ડીલ સબ ઉઘાડુ છે, ઉતમ ભગવદીને ઘેર વૈષ્નવમાં બેઠો છે, ને દર્શનનો અણુ અવસર છે માટે દર્શનની અપેક્ષા કરે છે. તો પછી એના અંગીકારમાં શું રહયું?

હવે જે મેં આસફખાન, જહાંગીર તથા મહાવતખાન આદિનો અંગીકાર લખ્યો છે તે કાંઇ એહોના પુરૂષાર્થ કાજ નથી લખ્યો, મેં જેનો અંગીકાર લખ્યો છે તે એ શ્રી આચાર્યજી પ્રગટીત અસાધારણ મહેદ મરગ અને અસાધારણ મોટુ ન ભુતો ન ભાવી એહવું ઉદભટ એ પ્રાગટયનું પ્રાબલ્ય ને એ માર્ગનો સહેજ પ્રભાવ છે.

એણે પ્રાગટયે મલેચ્છ આદી નીચ અનેક પાપી અનાચારી અનાર્ય દેશના જે કો દુષ્ટ બુધ્ધિ અહીં આવ્યા છે, વિવાદે આવ્યા, સ્વાદે આવ્યા, વિષયે આવ્યા એહવા અનેકનો અંગીકાર કર્યો જે કેહેનો પ્રાચીન અવતારા અવતારીએ અંગીકાર નહોતો કર્યો તેહનો એ પ્રાગટયે અંગીકાર કર્યો. એક પ્રાચીન વારતા છે જે બોદ્ધઓનો ને બેસાંતનો કહીંએ અંગીકાર નહીં તે એણે પ્રાગટયે દુષ્ટ દેશ દક્ષીણ ત્યાંના પાલખીને નિમિત અનેક બોધ આવ્યા તે સર્વને પોતે નામ નિવેદન કરાવ્યા ને તેહનો પ્રસિધ્ધ અંગીકાર કર્યો.

વલી એમ સાંભલ્યુ છે જે રજકનો અંગીકાર નહીં તે જો અહીં રજક કરી છીપાને કહીએ છીએ તો વડગામના સંતદાસ છીપા આદિનો સ્વરૂપ રસે અંગીકાર કર્યો ને રજક કરી ધોબીને કહીએ તો નથયા આદિનો સ્વરૂપ રસે અંગીકાર કર્યો.

વલી કહું જે એકવાર પછાંહયા ક્ષત્રી સ્રી પુરૂષ આવ્યા તેણે જલઘરામાં આવી

પુરૂષને નામ પામ્યું પછે સ્રીને નામ પામવા બેસાડી પણ તેને નામનું વચન આવડે નહીં તે શ્રીજી ફરી પુછે જે કયોં ૨ તોકુ આયો ? ત્યારે તે ના કહે જે મેનું આવદા નાહીં ત્યારે શ્રીજીએ કહયું જે જા તોકું તેરા ખસમ શીખાવેગા ? ત્યારે તેણીએ કહયું જે ના મેનું તુહી શીખાવ ત્યારે આજ્ઞા દીધી જે તોકું મેરા નામ આવત હે ? ત્યારે તેણીએ કહયું જે તુમારા નામ શ્રી ગોકુલનાથ. ત્યારે શ્રીમુખે આજ્ઞા દીધી જે એહી નામ લેત રહીયો. એણી રીતે નિજ સ્વરૂપ પ્રગટ કરી કેવલ સ્વરૂપ બલેજ અંગીકાર કર્યો.

વલી કહું જે દ્વારકા દેશની એક હીન જાતની ઔઅર દર્શનની અપેક્ષાએ કલ્યાણભટ સાથે અહીં આવી તેની વિનંતી ભટે શ્રીજી આગલ કરી જે મહારાજ અમારા દેશની એક નીચ સ્રી દર્શનાર્થે આવી છે. તે સાંભલી આજ્ઞા દીધી જે ઉનકો ખરીકમેં ઠોર દેવાઓ. તે ત્યાં રાખી પછી કો એક દિવસે પોતે સુખપાલે બેસી ઠાકુરદ્વાર પધાર્યા ને શ્રી યમુનાજીના કરાડામાં સુખપાલ રાખી ત્યાં તે આવી સનમુખ ઉભી રહી ત્યાં કલ્યાણ-ભટે વિનંતી કરી જે રાજ પહેલી આવી ઉભી રહી છે, રાજનું દર્શન કરે છે તે સાંભલી એણી પાસા થઇ પોતે શ્રી કંઠ ઢાલી ને તેહનો સત્કાર કર્યો.

વલી કહું જે શ્રીરાજરાજેશ્વર ગુજરાતને સ્વરૂપ દાનાર્થે અને અંગીકારાર્થે પધાર્યા તે કો દિવસ રાજનગર રહયા ત્યાં કિર્તનીઆ સાજ સહિત ગાન કરવા આવે તેની સાથે એક મલેછ દાદુ ઘણો ગુણી આવે તેનું ગાન સાંભલી પોતે ઘણા રીઝયા ને સહરાયો પછે તેને વૈશ્નવ કીધો ને તેનું નામ વૃંદાવનદાસ ધર્યું એ પ્રસંગ હું રસીકરસ ગ્રંથમાં લખી આવ્યો છું. એણી રીતે એહવા અનેક અયોગ્યનો અંગીકાર કર્યો.

એણે પ્રકારે જે અહીં સનમુખ થયા, જેહને એ મારગ રૂચ્યો, જેણે એ માર્ગનો પક્ષપાત કર્યો, જેણે એ માર્ગની સ્તુતિ કરી, જેહની વસ્તુ કાજ આવી, જેનો ઉદ્યમ કાજ આવ્યો, જે વૃક્ષની છાંયા પાન પુષ્પ સુગંધ ફલ અહીં વિનિયોગ આવ્યા, જેહને જોઇ પ્રભુ રીઝયા, જહાં સુખ પામ્યા, સ્થાવર જંગમ જે કો કીસી પ્રકારે અહીં વિનિયોગ આવ્યું તે એણે પ્રાગટયે સર્વ કૃતાર્થ ને એ પ્રાગટયના ઉતમ ભગવદીયોને ઉપયોગ આવ્યું તે પણ સર્વથા કૃતાર્થ.

જે કો એ શ્રી મહાચાર્યજી પ્રગટીત અણુંચીષ્ટ અસાધારણ પ્રાબલ્ય માર્ગના સ્વરૂપને જાણે છે, ન ભુતો ન ભાવી એહવા પ્રાગટયનું જેને જ્ઞાન છે તેને લેખે તો સર્વ કૃતાર્થ છે. શામાટે ? જે કિરાત હુણુંધ.... એ શ્લોકે ચોથી પરંપરાએ મલેછ ખસીયા પાપી આશ્રયે આવે તો કૃતાર્થ થાએ છે એમાં કોણ સંદેહ ! ત્યાં કદાચીત કો જેને એ પ્રાગટયનું, એ માર્ગનું જ્ઞાન નહીં એવા બહીર્મુખને સંદેહ ઉપજે. મલેછ આદિ જે અહીં સનમુખ થયા, જેણે વાચનીક સેવા કીધી, જે અહીં ઉપયોગ આવ્યું તે સહુ કૃતાર્થ થયું એમ કહીને સંદેહ કરે એ કેમ સંભવે ?

ત્યાં કહીએ છીએ જે તું કહે છે તે ખરૂં છે પણ જે જહાં પરતંત્ર પ્રાગટય હોય કેની આજ્ઞાએ પ્રગટ કરાવ્યું કર્યું હોએ તેણે આજ્ઞા પ્રમાણેજ કારજ થાએ, આજ્ઞાથી અધિક કારજ ન થાએ પણ આ તો સ્વતંત્ર પ્રાગટય સ્વતઃ પોતતી ઇચ્છાએ પ્રગટ કર્યું

છે તેહને નેમ સું ? જે ઇચ્છા ન આવી તે ન કર્યું ને મેં જે કૃતાર્થ કરી લખ્યા છે તે તો માર્ગને પ્રભાવે અધીકારે લખ્યા છે. એ તો શ્રી ભાગવતે ઔર પ્રમાણે માર્ગે આ ચોથી પરંપરાએ જે મલેછ ખસીઆ નીચ પાપી આશ્રય આવે તેજ કૃતાર્થ કહયાં છે. તો આણે પ્રાગટયે સનમુખ થઇ સેવા કરી, એ માર્ગ રૂચ્યો છે, જેને એ માર્ગ ઉપર વિશ્વાસ આવ્યો છે તે કૃતાર્થ થાએ તેમા કોણ સંદેહ છે.

વલી એ પ્રાગટને પ્રભાવે અસદગતી ઉદધાર થયા છે તે કહું તે સાંભલ ! જે પ્રથમ તો મહા અસુર જન જે ભુતપ્રેત અસદગત પામ્યા છે ને જેણે એ પ્રાગટય જાણ્યું છે તે પતીત કહું છું. જે મહાવનના કીર્તનીઆ હતા તેણે અનુચીત અપરાધ કર્યો હતો તે વને ભુત થયા તેહનું નામ હતીત ને તે કોઇ એકને વલગા તે દ્વારા કહયું જે એમને શ્રી ગુંસાંઇજીનું ચરણામૃત આપે ને નામ કહે તો અમે આ યોની મુકાઉ. પછે તેને ચરણામૃત આપ્યું અને નામ કહયું પછી તેણે દેહ છોડી સદગતી પામ્યા, તેહનો ઉદધાર થયો. હતીત પતીત ઉધાર્યા એ પ્રસિદધ છે.

વલી એક એ માર્ગે અનુસર્યાનું પ્રાબલ્ય કહું છું જે એક પુર્વનો બ્રાહ્મણ અહીં નામ પામી પરવત રાજમાં ગયો ત્યાં જઇ એક ચુહડીમાં રહયો તેણે દેહ મુકી તે લઇ એક સ્થલે દહન કર્યું ત્યાં એક વૃક્ષે બે ભુતો રહેતા હતા તેને તેનો ધુઆડો લાગ્યો ને તે બંને વિમાને બેસી ગયા, ઉદધાર થયા. તે પાસે બ્રાહ્મણ પાક કરતા હતા તે ભુતે તેને કહયું જે આ કોઈ મહાનુભાવ બાલ્યો છે તેનો ધુઆડો અમને લાગ્યો તેથી અમે ઉદધાર પામ્યા છીએ, હવે વિમાને બેસી જાઇએ છીએ. તે વાત લેયા રઘુનાથદાસે શ્રીજી આગલ આવી કરી ત્યારે શ્રીમુખે આજ્ઞા દીધી જે એ કીતનીક વાત હે.

વલી મથુરામાં શ્રીજી રહે ત્યાં સહસ્ત્રા વિધિ ભુત અસુર યોનીએ સ્ત્રી પુરૂષ નાગા નાગા શ્રી યમુનાજીને પાર રાત્રે હાથમાં દીવીઓ લઇ દોડતા હીંડે તેને શ્રી ગુસાંઇજીએ નિમિત આડુ દીધું જે રાજા ટોડરમલ કને કાંઇ વિધિ કરાવી તે ભુતોનો ઉદધાર કર્યો તે વાત શ્રીમુખે કહી છે. વલી આગ્રાના ઘરોમાં ઘણે ઠામ ભુત રહે ત્યાં શ્રીમહા પ્રભુજીના સેવકો તે ઘરમાં જઇ રહયા તે એ લોકોના સહજ પ્રભાવે તે ભુતને ઘેર મુકી ગયા, એહેની સેવા કરવા લાગ્યા. ગોપાલ પંડયાને તો ભુતે કહયું જે તમો હુંને શ્રી ગોકુલ લઇ જાવ તો મારો ઉદધાર થાય ને ગોપાલ પડયા આવ્યો ત્યારે વાહેણીએ તે ભુત વલગ્યો આવ્યો ને તેહનો ઉદધાર થયો.

એમ અનેક એહવી યોનીના એ પ્રાગટયના પ્રભાવે ઉધાર થયા તો એને નામ નિવેદન કોણે કરાવ્યું હતું ? વલી મહા દુષ્ટ જીવ સર્પ તેણે એ પ્રાગટય જાણ્યુ ને ઉદધાર પામ્યા છે તે સાંભલ જે :- શ્રીજી અડેલથી શ્રી ગોકુલ પધારતા માર્ગમાં એહોની ગાયને સર્પે કાટી તે કોઇ સર્પ ઉતારી જાણુતો હતો તેમાં આવી સર્પ બોલ્યો. મે અપની વામીમો બેઠો હતો અરૂ ગાયને મોકું સીંગ લગાયો તબ મેં કાટી. ત્યારે એણે કહયું જે તું યા ગાયકો છોડ. તબ સર્પને કહયો 'એ તો મેં પહેલેહી છોડી હે, એ બડે ઠોરકી ગાય હે, મેરે વુને ખાઇ જાત નહીં', એ શ્રીમુખે કહયું.

વલી એક બીજો પ્રસંગ શ્રીમુખે કહયો છે જે એક સર્પ ગોવર્ધન ઉપર શ્રીનાથજીના કિવાંડ પાછલ રહે તેણે ભીતરીયાને સ્વપ્નમાં કહયું જે હું કિવાંડ પાછડ રહું છું ત્યાં હુને પ્રસાદનો દુનો આપો જેથી મારો ઉધ્ધાર થાય. તેથી ભીતરીએ શ્રીનાથજીના પ્રસાદનો દુનો ભરી ત્યાં મુકયો પણ તે સર્પે લીધો નહીં. વલી બીજે દિવસે કહયું જે એ પ્રસાદ નહીં નીચેથી શ્રી ગોકુલનાથજીની થાલનો પ્રસાદ હુંને આપ. તે પછી શ્રીમુખે કહયું જે મેરી થાલકો પ્રસાદ દોનામે લેકે ઉનકી વામીકે આગે ધર્યો પછે પ્રાતઃકાલે દેખે તો વે સર્પ મરકે બહાર પડયો હે સો તા પાછે યાકું દહન કરાયો. તો એને કોણે નામ નિવેદન કરાવ્યું હતુ ? પણ એ અસાધારણ પ્રાગટયનો પ્રભાવ.

વલી એક હીરણી જંગલે ચરવા જાય, શ્રીજી તેને વાંસે હાથ ફેરવે, તૃષ્ટીમાંથી અધરામૃત લે, એમ નિત્ય આવે. વલી એક મોરની તે દર્શને આવે તેને શ્રીજી પ્રસાદ આપે તેનું નામ મોહનદાસ ધર્યું. વલી એક પોપટ ઘેર રહે તેનું નામ ગોપાલ ધર્યું તે પાછલી રાતતો શ્રીજીને જગાડે કહે ઉઠોજી વિરીઆ ભઇ હે. આપણું વિસણું જાણે. એવા લોક મહા દુષ્ટ જીવ અચેતનસું તેહ કૃતાર્થ કીધા ને તેણે એ પ્રાગટય જાણ્યું. એવું એ પ્રાગટય ને એવો એ માર્ગ. પોતાના કમભાગ્યે જેણે ન જાણ્યું તેનું અભાગ્ય.

ત્યાં પુર્વ પક્ષ જે બાલક કહે છે અમો તમારે ઘેર આવી તમારા ઠાકુર આગલ બેસી નિવેદન કરાવું તેમાં તમને શું બાધક ? ત્યાં કહીએ એ ખરૂં પણ જેણે રસે પ્રભુએ અમારો અંગીકાર કર્યો તેણે રસે તમારો અંગીકાર કર્યો એ પ્રભુનું પ્રાગટય તો ભકતને અર્થેજ છે, પૌત્રાદીકને અર્થે નથી ને પુરૂષોતમને કાંઇ સંગીન ધર્મ નથી, ભકતનેજ વસ છે, પૌત્રાદિકને વસ નથી. વલી બાલકને કુલ અહંકાર છે ને પોતાને દેવી કરી જાણે છે ને આગલાનું દૈવીત જાણીને તે દ્વારા જે અમો કરીએ તે અમને બાધક થાય તેથી અધિક શું પુછે છે ! કેવલ અન્યાશ્રય થાય તેથી અધિક શું કહીએ ?

ત્યાં પુર્વ પક્ષ કહે જે તમો કહો છો તે સાક્ષાત, પત્રદ્વારા વા સેવકદ્વારા તે ખરૂં પણ સ્વરૂપની અપ્રાગટય દશાએ શાક્ષાત તે બાલક છે. તેહનો ઉતર જે સાક્ષાત જે સ્વરૂપ ઉતમોતમ શ્રી ગોકુલેશજી ને એ પરોક્ષે એહના ચરણારવિંદ તે દોયરૂપ કેવલ સ્વરૂપાત્મક સેવ્ય રૂપે અમારે ઘેર બેઠા છે તેઅમારે સર્વકરણ છે. બાકી સ્વરૂપને સમજણે શાક્ષાત કરી બાલકને જાણે તે સાથે અમારે સબંધ નથી. તો તેનું વચન શા કામનું.

ત્યાં કહીએ જો બાલકનું સિધ્ધ થાતુ હોય તો શ્રીમહા પ્રભુજીએ મહાભાગ્યવાન શ્રી મોહનભાઇ આદિ એહના સમાજને સનમુખ ઉભા રાખી શ્રીમુખે પુછયં જે "તુમારે પુરૂષાર્થ કહા હે !' ત્યારે ભાગ્યશાલીજીએ વિનંતી કરી જે અમારે શ્રી રાજના ચરણારવિંદ પુરૂષાર્થ છે. ત્યારે ત્રણવાર ફરીફરી પુછય જે 'એ તુમારે નિરધાર હે !' ત્યારે એણે વિનંતી કરી જે અમારે શ્રીરાજના ચરણારવિંદ પુરૂષાર્થ છે ને એ નિરધાર છે, જે કોઇ રાજના છે તેને નિરધાર છે. ત્યારે શ્રીમુખે આજ્ઞા આપી જે 'તુમ મેરે આંખ નાક મુખ મેરે અંગ હો' એ પ્રસંગે થયો ત્યારે પુત્ર વિઠલરાયજી ત્યાં પાસે હતા પણ પ્રભુએ તે સહજ આજ્ઞા દીધી. એથી બીજું શું કહીએ.

વલી કહું તે સાંભલ જે અમારૂ નિવેદન છે તે પોતાના પ્રભુને પતિભાવે જાણીને પોતાનું સર્વસ્વ ત્યાં સમર્પણ કરીએ છીએ ને જે કોઇ અનન્ય પતિવ્રત ધર્મમાં છે તે પોતાનું સર્વસ્વ પોતાના પ્રભુ મુકીને અન્યત્ર કેમ સમર્પણ કરે ? અને કરે તો દુરુજ બાધક થાય. અમારૂં નિવેદન કાંઇ કૃતાર્થ વાચીજ નથી. તે અમારે પ્રભુજીએજ સિદ્ધ થાય ને અમારે અમારા પ્રભુએજ કરવું અથવા તેહોના ચરણારવિંદે કરવું. એ અમારો સિદ્ધાંત છે.

ત્યાં પુર્વ પક્ષ જે તમે કહ્યું તે સર્વ સાચુ, નિવેદન તે સ્વરૂપેજ સિદ્ધ થાય પણ સ્વરૂપની અપ્રાગટ્ય દશાએ કોણ પ્રકારે સિદ્ધ થાય ? તેનું સમાધાન જે શ્રીજીએ આજ્ઞા દીધી છે તે પ્રથમ હું તને કહી આવ્યો છું. ને વલી કહું જે 'સાક્ષાત, સ્વપ્ન દ્વારા, પત્ર દ્વારા કે સેવક દ્વારા નામગ્રહણ ભગવત અંગીકારો ભવતેવ નામ સંદેહ' એ પોતે ભેલસે પત્ર લખ્યો છે ત્યાં સ્વકીયને અંગીકારાર્થે એ સિદ્ધાંત કહી આવ્યો છું. એ ચારો પ્રકારે માર્ગોકત અંગીકાર કહી આવ્યા છે ને તે પોતે આચરી દેખાડયો છે તે કહું છું. જે એકવાર શ્રીજીની ભાણેજની દીકરી જાનકી તેનો દીકરો મધુસુદન ભટ તે નુરપોર રાજા જગતસંઘને ઘેર ગયો હતો ત્યારે તે રાજાએ કહ્યું જે શ્રી ગોકુલનાથજી ઈહાં પધારે તો મેં નામ પાઉં, ત્યારે ભટ હસ્યા ત્યારે રાજાએ પુછયું જે કયોં હંસત હે ? મેં તો ભલી-ભાંતી પધરાઉંગો, ઈહાંતે સુખપાલ પઠાઉંગો, બહોત અસ્વારસંગ પઠાઉંગો ઔર બહુત સેવા કરૂંગો. ત્યારે ભટ વલી હસ્યા ત્યારે કહયું જે કયોં હંસત હો ? ત્યારે ભટે કહયું જો તુમ કહત હો સો વહાં કછુ હે નાહીં, ઇતનો દ્રવ્ય તો ઓ નિત્ય બ્રાહ્મણકું દેતે હે ! ત્યારે કહયું જે યોં હે તો ભલે અપને બેટાકું પઠવે ત્યારે ભટે કહયું જે તે બેટાને ઓ નાહીં પઠવે.

એ વાત મધુસુદન ભટે શ્રીજી આગલ આવી કહી ત્યારે પોતે મુસકાઇને કહયું જે 'વે તો હમારો સેવક હી હે, વે પુરોહીત પાસ નામ પાયો હે, પરંપરા સેવક હી હે' પુરોહી-તન શ્રીજીએ પ્રથમ સ્વપ્ન દ્વારા નામ કહયું માટે તે શ્રીજીનો સેવક, તેહનો સેવક જગતસિંહ એ પ્રસિધ્ધ કરી દેખાડયું છે. તો જો પત્રદ્વારા સ્વપ્નદ્વારા અને સેવકદ્વારા એ પ્રકાર લખ્યો છે તો જેને સાક્ષાત કેવલ સ્વરૂપાત્મક સેવારૂપે પતિસ્વરૂપે કરી ચરણારવિંદનું દાન કીધું છે તેથી સર્વ સિધ્ધ થાય. પણ અન્ય વીનીયેગે ઘણું બાધક થાય. સેવાએ ભકતનું સમપ્યું સર્વ સમર્પીએ ને પ્રભુ તેનો અંગીકાર કરે.

ત્યાં પુર્વ પક્ષ જે સાક્ષાત પત્રદ્વારા સ્વપ્નદ્વારા કે સેવકદ્વારા અંગીકારે ભગવદ સબંધ થાએ એ તમો કહો છો તે સત્ય પણ એ ચાર પ્રકારમાં એક પ્રકારે જેને સંસ્કાર કરાવ્યો છે ને જેણે કર્યો છે તેના હાથે તમો કાં નથી લેતા ? તે સાથે સામગ્રી કે સખડી વહેવાર તથા ખાનપાન કાં નથી કરતા ? ત્યાં કહીએ જે એટલા માટે તે સાથે વ્યહવાર નથી કરતા જે એક સમય પંચાલીજીએ મહાપ્રભુજીને વિનંતી કરી જે રાજ કદાચીત કો વૈશ્નવને ઘેર વૈશ્નવની ભીડમાં બેઠા છે અને તે સર્વ વૈશ્નવોને સંકોચે કે તે વૈશ્નવ ભેટ ધણી કરે છે કેહેની કાણે કેહેને ઘેર આપણ ન લીજીએ તો ભેટ ન થાય, વૈશ્નવ કો લે નહીં, રસાભાસ થાય, કો કેહેસે સંકોચે અપમાદી ભગવદીને ઘેર લેવું પડયું તો તેને

ઘેર લીલ નો દોષ કેમ જાય ? ત્યારે શ્રીમુખે આજ્ઞા કરી જે અધમાદી ભગવદીને ઘેર સંકોચે લેવાયું હોય તો ઉતમાદી ભગવદીને ઘેર લીજીએ તો તે દોષ નિવૃત થાય.

એમ આજ્ઞા તો દીધી જો પોતાના સ્વ અંગીકૃત નિવેદનીમાં ઉતમ મધ્ય અધમ આદી નીવેશ કીધો છે તો પછે સ્વરૂપને પરોક્ષે માર્ગોકત અનુકર્ણે જે શરણુ આવ્યો તેને ઘેર સાક્ષાત સ્વરૂપ સબંધીને લેવું એ કેમ સંભવે? વલી કહું છું જે સાંભલ ! એક સમય શ્રીમહા પ્રભુજીને પંચોલીજીએ વિનંતી કરી જે મહારાજ સેવા મોટો પદાર્થ છે ? તે સાંભલી આજ્ઞા દીધી જે હાંહાં સેવા બડો પદાર્થ હે ત્યારે ફરી વિનંતી કરી જે રાજ સેવાથી કોઇ મોટો પદાર્થ છે ? ત્યારે આજ્ઞા દીધી જે કેવલ સ્વરૂપ ઇતિરીકત સબે બાધક હે તો સેવાકી કહા ચલી. તો જે કો સાક્ષાત સ્વરૂપ સબંધી છે તેને એક સ્વરૂપ વિના સેવા પણુ બાધક કરી કહી છે તો પછી પ્રકારાંતરના અંગીકૃતનો જેણે માર્ગોકતે સંસ્કાર કીધો છે તેહને હાથે ખાન પાન સાક્ષાત સ્વરૂપ સબંધીને કેમ સંભવે ?

તે કેમ કરે? ત્યાં કહીએ છીએ જે પુષ્ટિમાર્ગ તે પ્રાગટય દશાને કહીએ છે. જયાંહાં સ્વરસ પુરસ સંભાષણુ હાસ્ય વારતા મનોરથ સિધ્ધ થાએ છે તેનું નામ પુષ્ટિ માર્ગ ને કહયું છે જે પુષ્ટિમારગ અનુગ્રહ એવન્યામિક કહેતા શ્રી કર ગ્રહવો વો સાક્ષાત પ્રગટ સ્વરૂપ વિના કોણુ કર ગ્રહે ? માટે પ્રગટ દીશા તે પુષ્ટમાર્ગ ને અપ્રાગટય દશા એ તે માર્ગોકત મર્યાદાએ નામ પામવું કહયું છે. પણુ નીવેદન નથી કહયું. નિવેદન તો સાક્ષાત સ્વરૂપ સબંધેજ થાય તો જેણે સાક્ષાત સ્વરૂપે નિવેદન કીધા છે તેનો ઘણી માર્ગોકત નામના સબંધીને હાથે કેમ લે ? ત્યાં સિધ્ધાંત જે શ્રીમહા પ્રભુજીએ વાણારસી યાદવજીને પત્ર ઉપપત્પ સહિત પત્ર સેવન સ્થાપનને લખ્યું છે તેમાં લખ્યું છે જે આત્મનિવેદની અનાત્મ નીવેદનીકે ભોજનાદીક ના કરે, બ્રાહ્મણુ ક્ષુદ્રાદિક વીષે સ્વમર્યાદા ત્યાગપુર્વક વહેવાર ન કરે એમ લખ્યું છે. ને વલી ભેલસે પત્ર લખ્યું છે તે માચે શ્રીજીએ સિધ્ધાંત લખ્યું છે 'શ્રી મહાચાર્ય સબંધીભ્ય સાક્ષાત નામ ગ્રહણે પત્રદ્વારા સ્વપ્નદ્વારા સેવકદ્વારા નામ ગ્રહણે માર્ગો સબંધાદવશ્યં ભગવદ અંગીકારો ભવત્યેવ નામ સંદેહ' એમ લખ્યું છે. માટે ાસક્ષાત સબંધી માર્ગોકત ભગવદ અંગીકારને હાથે ભોજન કેમ કરે ? અમારૂં એ સિધ્ધાંત છે ને એ સિધ્ધાંતે અમો નથી લેવા ને એહની શી ચાલી છે.

જો જેણે સાક્ષાત સ્વરૂપે નીવેદન કીધા છે તેહનું શ્રી આચાર્યજીએ એમ લખ્યું છે તે શ્લોક 'નિવેદાત્ય ભિગ્રેસુ સર્દોદાસી ન્યમ ચરેત પ્રવાહીકાર તે પીચેસુ રૂપે હીયો ચિતાતદા' એમ આજ્ઞા દીધી છે જે જેણે નીવેદન નથી કર્યા તે સાથે ઉદાસી રહેવું. ઉદાસી કહેતા શું જે હેતે નહીં ને પ્રિતે નહીં એમ રહેવું અને જેણે નિવેદન કર્યા છે ને તે પ્રવાહમાં પડયા છે, અભેદ બુધ્ધિ છે તેહની ઉપેક્ષા ન કરવી "ઉપેક્ષા અરિવત ત્યાજયા" એમ કહયું છે. તો ભાવ ભેદે એમ કહયું છે તો સંસ્કાર ભેદે ખાનપાન કેમ થાય.

વલી કહુ છું તે સાંભલ જે પરમ અનન્ય નેષ્ટિક, સ્વરૂપ નેષ્ટિક ડભોજના સેઠ દેવજીભાઇ ધોલકાના, કૃષ્ણુપારેખ કપડવણુંજના તથા માધવદાસ સુલતાનપુરના આદિ અનેક મહાભાગ્યવાન હતા તેણે શ્રીજીના ડાબા ચરણુારવિંદનું ચરણામૃત લીધુ ને જમણાનું ના લીધુ શા માટે જે ડાબા ચરણુાવિંદ તે ધર્મીય છે પુષ્ટિરૂપ છે, માટે ને

જમણા ધર્મરૂપ મર્યાદી છે માટે એ ન લીધું. શ્રીજી અગ્નિ હોત્ર હોમ તથા સંધ્યા-વંદન કરે તથા રૂખી તર્પણ કરે તે મર્યાદીક કરે ત્યારે ભાગ્યવાન દંડવત ના કરે. શા માટે જે લીલાભેદે સ્વરૂપભેદ થાય છે. જેહવી જે સમય લીલા કરે તેવું તે સમય સ્વરૂપ જાણવું એમ શ્રી આચાર્યજીએ શ્રી ભાગવતે દશમ વિવરણમાં કહયું છે તો જે ભાગ્યવાન ભગવદીએ સ્વરૂપમાં ભેદાભેદ કીધા છે ને એમ તારતમ્ય કીધું છે તે સ્વરૂપ ભેદને અંગી-કારે ખાનપાન કેમ કરે ? માટે નથી કરતા.

વલી કહું તે સાંભલ! જે એક સમય સુરતમાં ઉત્સવ હતો ત્યાં લક્ષ્મીદાસ દોશીએ વૈશ્નવ વિગત કરી બેસાડયા પ્રસાદ લેવાને જે આ તે નિવેદની ને આ તે નામધારી. ત્યારે જેતરામભાઇ ત્યાં હતા તેણે કહયું જે એમ ભેદ સીદ કરો છો ? નામધારી ને નિવેદની એકજ છે ત્યારે લક્ષ્મીદાસ ભાઇએ કહયું એમ નહીં, નામધારી ભીન્ન અને નિવેદની ભિન્ન એમ વાકવાદ થયો ત્યારે ભાઇ લક્ષ્મીદાસે કહ્યું એમ શાને કરો છો ? શ્રીજીને વિનંતી લખીએ ને ત્યાંથી આજ્ઞા આવે તે પ્રમાણે કરીએ. તે વિનતી લખી તે શ્રીજીએ આજ્ઞા લખી છે જે નિવેદનનો અધિકાર ભિન્ન ને નામધારીનો અંગીકાર ભિન્ન, નિવેદની નામધારીને પંગતિ ના આપે એમ આજ્ઞા દીધી છે. તો શ્રીજીએ સાક્ષાત પ્રમેય સ્વરૂપે નિવેદન કરાવ્યા છે તેના ધણી અપ્રાગટય દશાએ માર્ગ મર્યાદાએ નામ પામી સબંધ કર્યો છે તેને હાથ કેમ લે ? માટે નથી લેતા

અભેદ બુધ્ધિ હોએ તે જાણે તે કરે પણ ભેદ બુધ્ધિ કેમ કરે ? અમારી જાત ભિન્ન ને તેની જાત ભિન્ન. ત્યાં તેનો અંગીકાર થયો તે માર્ગ સનમુખ થયા, તેહને ભાગ્યે ઇચ્છા સરખી કૃતાર્થતા થઇ પણ ઉતમાદિ ભગવદિથી તે સાથે ખાનપાન કેમ થાય ?

હવે અહીંએ એક સર્વોપર સિધ્ધાંત ભકિત સિધ્ધાંતમાં શ્રી આચાર્યજીએ લખ્યું છે જે તેનું શ્રીમહા પ્રભુજીએ વિવરણ કર્યું છે તે લખુ છું. જે શ્રી આચાર્યજીએ જીવ શરણ લીધા પણ જીવ પંચભુત આત્મા તેને જીવના દોષ તથા દેહના દોષ તો જીવ નિર્દોષ કેમ થાએ ? એ શ્રી આચાર્યજીને સેચ રહે. એવા વિચારમાં ઠાકુરે આચાર્યજીને દીઠા ત્યારે શ્રાવણ સુદ ૧૧ના મધ્ય રાત્રીએ ઠાકુરે પ્રગટ થઇ સાક્ષાત આજ્ઞા દીધી જે જીવને બ્રહ્મસબંધ કરાવો, તેણે સર્વ સંદેહ જીવ યોં.... એણે કરી જીવના ને દેહના સર્વ દોષ નિવૃત થાસે, એ આજ્ઞાએ શ્રી આચાર્યજીએ જીવને બ્રહ્મ સબંધ કરાવ્યો તે બ્રહ્મ સબંધે જીવ નિર્દોષ થઇ બ્રહ્મ સરખાજ થયા. અહીંએ બ્રહ્મ એહવે નામે પુરૂષોતમ જે શુધ્ધ પુરૂષોતમ તેવા થયા. તહાં વેદ પ્રમાણ જે યે 'યથોપાસ તે તથૈવ ભવતિ બ્રહ્મવી બ્રહ્મવૈ ભવતિ. જે બ્રહ્મને તે બ્રહ્મ સરખા થાએ. વળી શ્રી આચાર્યજીએ વેદનું વચન કહયું છે 'જે યોજન શ્રધરયં એ વસ' જેહની જહાં શ્રદ્ધા છે તે તે સરખાજ કરી જાણવા.

વલી શ્રીમહા પ્રભુજીએ પ્રગટ અનુભવ કરાવ્યો છે જે જ્યારે નિવેદન કરાવ્યું ત્યારે તેહજ સમય આજ્ઞા દીધી જે તું યોં માન જે હું ભગવદી ભયો. તો નિવેદન કરા-વતાવાર ભગવદીત્વ સિધ્ધ થયું. શુધ્ધ પુષ્ટિ માર્ગી શ્રી આચાર્યજી સાથે બ્રહ્મ સબધ

કર્યો ત્યારે તે બ્રહ્મ થયો. ત્યાં દ્રષ્ટાંત જે વામન સ્વરૂપના પગનો અંગુઠો સ્પર્યો તેણે બ્રહ્મ કરી તેથી ત્યાં અંગુઠે સ્પર્શીને ગંગાજીનો પ્રવાહ ઉતર્યો તે જલમાં એવું સામર્થ થયું જે બીજા હીન જલને એ જલનો સબંધ થયો તે તેમાં જગતને કૃતાર્થ કીધાનું સામર્થ થયું. તો મુલ તો વામન સ્વરૂપ, તેના અંગુઠાને સ્પર્શે ગંગાજીમાં એ સામર્થ થયું તો જેણે સાક્ષાત પુરૂષોતમસું જ સબંધ કર્યો તે પુરૂષોતમ સરખા થાય એમાં શું સંદેહ ? એ સિદ્ધાંત છે.

હવે જેણે પુરૂષોતમસું સબંધ કરી નિર્દોષ થયા છે તેણે પોતાને વિષે વિનિયોગ કરે તો બાધક થાય માટે કુટુ મુલનાંજ વસ્ત્ર સ્ત્રી પુત્ર આદિ યાદવ વસ્તુ જે એહોના વિનિયોગની હોએ તે પ્રભુને વિનોયોગ કરી પછી પોતે વિનોયોગ આણે, તેનું સમર્પ્યું સર્વ પ્રભુ અંગીકાર કરે છે. કોઇ દેશે, સ્થલે, સમયે, ભાવે કરી જયાં સમર્પે ત્યાં પ્રભુ અંગીકાર કરે, માટે એ જેણે બ્રહ્મ સબંધ કર્યો ત્યારે એ નિર્દોષ વસ્તુ થઇ એને સેવાની યોગ્યતા થઇ માટે એ જે વસ્તુ પ્રભુને સમર્પે તે નિર્દોષ થાય ને પ્રભુ અંગીકાર કરે. સ્વવંદન કમલે ચારૂ હાસ્ય એની સાક્ષ જે શ્રી આચાર્યજીના સેવકે વેશ્યા સુંદર દીઠી તે ભાવે કરી પ્રભુને સમર્પી તેહનો અંગીકાર કર્યો કે ના? એક સેવક કેહેના દહીંના ગોરસ માટે મુકિત આપી તો તે અપાઇ કે ના ? એમ ભકતનું સમર્પ્યું સર્વ સમર્પાય તેમ એહ સમર્પીએ ને પ્રભુ તે અંગીકાર કરે એમાં સંદેહ નહીં.

એ ઉતર પ્રતિઉતરમાં શ્રીજીના પ્રતાપ બલથી એહના ઉગ્ર ધર્મની સાહાએ કરી વિજાતી ધર્મના પક્ષપાતી સર્વ નિરૂતર કર્યા તે પ્રસંગ આગલ લખીસ. હવે અહી સર્વ સિધ્ધાંત સિધ્ધ કરવાને કાજ સિદ્ધાંતનું મુલ લખું છું જે એકવાર બાલકૃષ્ણજીનો નાતી યદુપતિ ભેલસે ગયો હતો ઉદરાર્થ. ત્યાં દયાલદાસ કાયસ્થ ભટ નાગર રહે તે શ્રી મહાપ્રભુજીના સેવક રહે તેહને સંગે ઘણા વૈશ્નવ થયા પણ વહેવારને અનુરોધે શ્રી ગોકુલ અવાય નહીં. નવા વૈશ્નવ થયા તેને શ્રીજી પત્ર દ્વારા નામ કહેવરાવી વૈશ્નવ કર્યા તે વાત યદુપતે જાણી તે માર્ગજ્ઞાન સુન્ય બોલ્યા જે 'પત્રદ્વારા નામ નિવેદન હમ કાહુ સુન્યો નાહીં ? તે સાંભલી દયાલદાસે ઉતર દીધો જે તુમ નાહીં સુન્યો તો કહા મીથ્યા ભયો ? એ નત્રેનગર શ્રી ગુસાંઇજી પધારે ત્યાં રાજાકી રાણીઓને નામ પાયવેકી અપેક્ષા કરી, વે પ્રસીદ્ધ વે ઇહાં આઈ શકે નહીં ઓર શ્રી ગુસાંઇજી સહસા અંતપુરમાં જઈ શકે નહીં પછે પત્ર લખી પઠાવ્યો સો ઉનકું સુનાયકે સબનીકો અંગીકાર કીયો કે નાંહીં ? ત્યારે યદુપતિ બોલ્યા જે શ્રી ગુસાંઈજી ઇશ્વર કહાવે કરે સો હોએ ત્યારે દયાલદાસે કહયું જે શ્રી ગુસાંઇજી તે કોટી ગુનો અધિક પ્રતાપ ઇનકો હે; જીનકુ ભાવે સો જાને.

પછી તે પત્ર ઉપર દયાલદાસે એહની ઉપાધીના સમાચારની વિનતી શ્રીમહા પ્રભુજીને લખી તે ઉપર માર્ગના સ્થિર સ્થંભને પોતાના સ્વકીયના હિતાર્થે એ અસાધારણ મોટા માર્ગની પ્રણાલીકા સિધ્ધ કરવા માર્ગનું સામર્થ પ્રગટ કરી લખ્યું તે લખું છું.

સ્વસ્તિ શ્રી વલ્લભાના ભટ કલ્યાણ ઇંદ્રભાન દેવદાસ શ્યામદાસ સદુજી નાકર માલ જયરામ પરમેશ્વરદાસ મોહનદાસ હીરામણી પ્રભુતિષ્યા શીહ સમીહ ભાવતમા શા

સ્મહો અપરંચ સંદા શ્રી ગોવર્ધનેસ સ્મર્તંવ્ય કિંચ શ્રીમદાચાર્ય સમંધિભ્ય સાક્ષાત નામ ગ્રહણે પત્રદ્વારા વા સેવકદ્વારા વા સ્વપ્નદ્વારા નામ ગ્રહણે ન માર્ગ સબંધાદવસ્ય ભગવદ અંગીકારો ભવત્યેવ નાત્ર સંદેહ અત એવોત્કદ સમે સ્વયસ મતીર્યંસુ દુરતર ધુમન ભાવાણે વભીખ મદભ્ર સોઉદા ભવત્ય ધંભો રૂહ નાથયત્ર તે નિધાય યાત સદનુ ગ્રહો ભવાન ઇતી અમ ભગવત્ય દાંભોજસ્ય ભક્તિ માર્ગત્વેન તદ્રૂપર્ય સંપ્રદાય પ્રવર્તન ભવેત નિધાન તત્પર્તિત સંપ્રવૃતાના તાદ્રસ સાધના ભવેથી સાક્ષાતનુગ્રહી તેષુ પક્ષ પાતેન તત્સંવધિષ નુગ્રહ કરો ષ્ટિયભિ પ્રાયેણોકૃત સદનુગ્રહ ઇતિ સસ્વથુગ્રહ હોયસ્યેત્યધ અસ્મિગય પ્રમણયાર્થ ભગવત સંમતિ રેવદર્શીતા ભાવા નિત્યનેન તત્સંપ્રદાય સ્થાનાતણા વસ્ય ભાવાય નૌતન નિરૂપણ તેનાના યાસેન ભવાદિવં તરણાં સુચિતં બ્રહયાભ્યં તરણે છાંયાસો નાવાતર ણેન તથેત્યે તત્સંવં વિવરણે પિતૃ ચરણે વિવૃત મિતિ નાત્ર લિખ્યતે ભગવદ ભજને પરરિય વ્યવસ્થા તદર્થસ્તુ સુબોધિન્યા વિવૃતઃ તનયેયા પત્રદ્વારા નામ ગ્રહણે સંદેહ હસ્તે તથા બોધનીયા યથા તેષા સંદેહો સ્થિતિ તદન તરંત દુતાતો લિખનીય કિમધિકે માર્ગ સ્વરૂપ ત્રિસ્તુ પ્રસાદ પવિત્રા માલા પઠયો હે સો લેનો.

હવે બીજો પત્ર વારાણસી યાદવજીને લખ્યું છે તેનું તાતપર્ય લખીએ છીએ જે એહજ જદુપતીજી વારાણસી ગયો હતો ત્યાંના વૈશ્નવને કહયું જે નામાંકીત પત્ર સેવન વિહિત નાંહી એવી ત્યાં ઉપાધી ઉઠાવી તે ઉપર યાદવજીએ શ્રીમહા પ્રભુજીને વિનંતી લખી જે જદુપતિજી આમ કહે છે. તે શ્રી પુરૂષોતમોતમે જગત કૃતાર્થ અર્થ એ અસાધારણ માર્ગ પ્રગટ કરાવ્યો છે તે માર્ગના જ્ઞાતાએ કૃપા કરી સ્વકીય ઉપર કરૂણા આણી અનાયાસે કૃતાર્થ થાએ એવી માર્ગની પ્રાણાલીકા પ્રસિધ્ધ કરી લખી છે તે પત્ર લખુ છું :-

શ્રી ગોપીજન વલ્લભાય નમઃ સ્વસ્તિ શ્રી વલ્લભાના યાદવજી પ્રભર્તિ સ્મરત સ્વકીય વૈશ્નવ આશિષ સમીહ ભાવાત્મકમાં શાસ્ત્ર હે અપરંચ તુમ લિખ્યો હતો પત્ર સેવન વિહિત નાંહી, યહ વચન જીન કહો તિન ભગવદ માર્ગ સ્વરૂપ અરૂ શ્રી આચાર્યજી સ્વરૂપ વિનું જાને કહયો તાતે ઉનકો વચન અપ્રમાણ શ્રી આચાર્યને સ્વમાર્ગ સ્ક્ષાર્થે જો મર્યાદા પ્રગટ કીની હે સો અન્યથા કર્તવ્ય નાહીં. તથા શ્રી ભાગવત પ્રમાણ તથા હીત્વયં સ્મુસ્તીર્ય સુદુસ્તર ધુમનું ભવાર્ણવં ભીમદસું સો રૂદા ભવતે દામોરૂહ નાવ અત્ર તે નિધાય યાતા સદનુંગ્રહો ભવાન સ્વયંસ મુસ્તીર્ય ભવત્ય દામોરૂહ નાવ અત્ર નીધાય યાતા :-

ઇહાં ચરણાવિંદ ભકિત રૂપ હે તાહીતે શ્રી આચાર્યજીને સ્વમાર્ગ વિષે ભગવદ સબંધાર્થ જો મર્યાદા કીની હે સો અવશ્ય મંતવ્ય હે ઓર ભગવદ નામ ઓર ભગ-વદ સ્વરૂપ સમાન હે તાતે ભગવદ નામાંકિત પત્ર ભગવદ સ્વરૂપ ન્યાયે સેવ્ય હે. ત્યાં શ્રુતિ પ્રમાણ તમુસ્તો તાર પુર્વ યથા વિદ અતસ્ય ગર્ભ જનુષા પિપર્તન અસ્ય ભવતો નામ વિદ્દિક્ત નમહસ્તે વિષ્ણો સુમતિ ભભમ હે. યહાં નામાંકિત દહી પઇ કરી ન નામ કહું.

સચીદાનંદ રૂપત્વ ભગવદ તુલ્યત્વ નિરૂપણ કીયો હે કિંચિત ત્યાં શ્રી ભાગવત

પ્રમાણ કિરાંત હુણાંધ્ર પુલીંદ પુષ્કસા આભીરંક કાય વના ખસાદય યેન્યે પિયાપાય દુપા શ્રયા શ્રયા શુધ્યંતિ તસ્મૈ પ્રભુ વિષ્ણવે નમઃ ઇહાં યદુધા શ્રયાશ્રયા અહપદ ફરી ચાર પ્રકાર પરંપરા હું ભગવદ સબંધતે કૃતાર્થતા નિરૂપણ કીની હે ત્યાં આચાર્ય માર્ગ નામ પત્ર દ્વારા ભગવદ સબંધ વિષે કોણ સંદેહ હે ?

અપરંચ આત્મ નિવેદન ભગવત સેવાયુકત સંસ્કાર રૂપ હે તાહીતે આત્મ નિવેદની અનાત્મ નિવેદની કે ભોજન આદિ ન કરે, બ્રાહ્મણ શુદ્ર આદિ વિષે સ્વમર્યાદા ત્યાગ પુર્વક વ્યવહાર ન કરે. કીમધીંક સ્વીયેષુ મહાપ્રસાદકી થેલી પઠાઇ હે સો સમસ્ત વૈશ્નવ મીલીકે લેનો ઓર કોઉ જો કુની કછુ ઉપાધી કરે તો લીખી પઠાવનો.

એ પત્ર બેહુ મારગના બલનું સિદ્ધાંત તથા જીવના અંગીકારના સિદ્ધાંતને પરંપરા કારણ વિચારીને લખ્યુ છે તે મેં સર્વ સિદ્ધાંત સિદ્ધ કરવા અહીં લખ્યા છે એ વાંચી સાંભલી જેહને એ પત્રનું સિદ્ધાંત હૃદયારૂઢ થાસે તે સંદેહીના સંદેહ મીટસે. ને દુષ્ટ ભાવી... વિજાતી છે તેહનું સુખ મર્દન થાસે,

હવે જ્યાં આ ભગવદી સાથે ઉતર પ્રતિઉતર થયા ત્યારે ત્યાં એ પત્ર પ્રગટ કરી દેખાડયા નહીં. શા માટે ? જે એ સિદ્ધાંત તો અનીરવાર છે, અમારૂં ધન છે, જ્યારે અમને એ ઉતર દીધાનું સામર્થ નહીં હોય ત્યારે એ પત્ર પ્રગટ કરીસું માટે પ્રગટ કીધા નહીં ને એ ભાગ્યવાનેજ ઉતર કર્યા પણ અસાધારણ ઉત્કર્ષની સાહાએ કરી કો પ્રતિસ્પર્ધીએ એ સિદ્ધાંત એહોના કહયા સાંભલી ઉચ્ચર કરી શકયા નહીં. એણેજ રીતે પ્રથમ મહા ઉત્સવને દિવસે ઘણો મારગોકો થયો, ચૌધરી રંગીલદાસ વચ્ચે આવ્યા ઘણી રદ વદ્દલ થઇ તેણે આ વૈશ્નવ સર્વ રાત્ર લગી કેણે જલપાન ન કર્યું ને તેણે તો અધિકારી આદિ દેઇ સર્વે પ્રસાદ લીધો તે પછી ચૌધરી રંગીલદાસે આવી કહયું જે તમો પ્રસાદ લ્યો તે તો સર્વ પ્રસાદ લેઇ બેઠા છે ને ધર્મને તો કાંઇ સમજતા નથી કેવલ અહંકારે બોલે છે, તેહને ધર્મનું કાજ નથી, અહંકાર સાથેજ કામ છે માટે તમો પ્રસાદ લીઓ તે પછે રાત્ર એક પ્રહર મતે કોણે લીધું કો એમજ રહયા. એહવો પ્રસંગ પ્રથમ થયો.

વલી એકવાર રતનજી અધીકારી તથા મોહનદાસ એ બેઉ જણા ભંડારની કુચી નાખીને રણુકટે આવી રસોઇ કરી લઇને આગ્રે આવી બેઠા ને કહે જે અમો ભુખ્યા છીએ જલપાન નથી કીધુ. એ વૈશ્નવ પોતાના છોકરા સંતતીને બાલક કને નિવેદન કરાવે કે એ ન કરાવે તો તે સર્વ હવેલીમાંથી નીકલે તો અમો જલપાન કરૂં ને ભંડારનું કમકાજ કરૂં નહીંતો ના કરૂં. તે ઉપર આગ્રાના ભાઇ તુલસીદાસ માધવદાસ સુંદરદાસ ગાંધી કેશવદાસ એ પાંચે વૈશ્નવ એકઠા થઇ એ વાત સાંભલી મલવા ગયા ત્યાં ચૌધરી તથા ખાજા રાજસી તથા તાજગંજના વૈશ્નવ તથા ભટ એ સર્વ બેઠા હતા ત્યાં એ જઇ બેઠા ત્યારે એ વાત ચલાવી ત્યારે આણે ઉતર પોતાના ધર્મ સહિત દીધા. ઘણોજ મારકો થયો ને આ ભાગ્યવાનના ધર્મની ઉત્કર્ષતા સાંભલી મજલસ સહિત સર્વ ખીસીઆઇ નીચું જોઇ રહયા, કો ઉચ્ચાર કરી શકયા નહીં ને વલી ગાંધીએ કહ્યું જે તમો રણુકટે રસોઇ કરી લઇ આવ્યા છો ને યહાં તો કહો છે જે અમો જલપાન કીધું નથી એવડું જાુઠુ બોલવું એ તમારો કોણ

ધર્મ છે ? પછે નીપટ ખીસીઆયા ત્યારે ગાંધીએ કહયું જે પ્રાતઃકાલે અમો સર્વ તમારે બારણે આવી બેસીસુ ને એ સિદ્ધાંતનું ઇદમત કરીસે ત્યારે તમને ઇહાંથી જાવા દેશું. તે વાત સાંભલી રાત્ર પાછલીના નાઠા તે રામપોર ગયા.

ત્યાર પછે આગલે જનમ ઉત્સવે છેલ્લો પ્રસંગ થયો ને વસીઠ આવ્યા, તેના નામ લખું છું તે સર્વ મલીને એ મોકલ્યા જે મોહનદાસ અધિકારી તથા મથુરોભટ જે ભટનું આધીદૈવીક સ્વરૂપ તથા વાસા ક્ષત્રી જેહનું શ્રીમુખે કહ્યું છે જે ઇનકો મેં વચન સુનત હું અરૂ મોકુ કંપારી છુટતે હે એ એકઠા થઇ આ ભાગ્યવાન ભગવદીને પોતાના ધર્મ નિરૂપણ કરવા આવ્યા ને કહ્યું જે અમો કહું છું તે તમો કરો. તેહના અનેક પુર્વપક્ષ કીધા તે સર્વ હું ઉપર લખી આવ્યો છું. તે પુર્વપક્ષના ઉતર મહા ભાગ્યવાન અનન્ય મુગટમણી રસિક સ્વરૂપ શ્રીજીનો અંગ સેવક વાત્સલ્ય પરાયણ ભાઇશ્રી શ્યામદાસ કલ્યાણજી તથા મહેદના કૃપાપાત્ર ઇચ્છાનુવર્તી ભાઇશ્રી તુલસીદાસ ગાંધી એ બેઉ જણે સિધ્ધાંત સહિત ઉતર દીધા, ધર્મ સહિત માર્ગોકત ઉતર દીધા, જેજે પુર્વપક્ષ તેણે કીધા તેહના પ્રતિ ઉતર દીધા. તેથી નીરૂતર થઇ એહો ઉપર ખેદ પામીને ઉઠી ગયા.

વલી એક સમય સંતોષીભાઇ પોતાના મન સાથે એમ જાણે જે હું કાંઇ સમજું છું. તે ભીયા તથા ગોકુલદાસ કાયસ્થ ભટનાગર એ ભીયાને માર્ગોકત ગ્રંથ ઘણા આવડે તે અંતઃકરણ સાથે એમ જાણે જે હું સિધ્ધાંત સમજું છું. તે બેઉ જણા એકત્ર થઇ પોતાનું સિધ્ધાંત એહો સાથે નિરૂપણ કરવા બેઠા ત્યાં પણ ભાઇ શ્યામદાસ કલ્યાણજી તથા ભાઇ તુલસીદાસ ગાંધી બેઉ જણાએ જેજે તેણે પુર્વપક્ષ કીધા તેહોના ઉતર દીધા ઘણી રદવદલ થઇને આ ધર્મવાનના સ્વરૂપાત્મક ધર્મી ધર્મના વચન સાંભલી તે નિરૂતર થયા ને ગોકુલદાસ ભટનાગરે કહયું જે તુમારો ધર્મ હે સો પતિવ્રત ધર્મકો હે ઓર હમ જો ધર્મ આચરત હે સો તો ગ્રહસ્થીકો ધર્મ આચરત હે.

ગ્રહસ્થ કહેતા અધમ વેશ્યા એ વચન કહી ખીસીઆઇને ઉઠી ગયા. આ ભાગ્યવાને ઉતકર્ષ ધર્મને બલે અન્યનું નીરાકરણ કીધું ને એક અનન્યતાએ કેવલ સ્વરૂપ ધર્મ સિધ્ધ કર્યો. તે ઉપર તે સમાજે આ ભાગ્યવાન સૃષ્ટિ સાથે દ્રોહ ઘણો કરવા માંડયો, દુઃખ દીધામાં કાંઇ બાકી ન રાખી ને એણે સહન કીધામાં બાકી ન રાખી, તે કેટલું લખીએ અવટંક માત્ર લખીએ છીએ. જેમ જેમ આણે સહન કર્યું તેમ તેમ એ વિશેષ દ્રોહ કરવા લાગ્યા. કહે જે તમો શ્રી બેઠકમા ના આવસો, શ્રીનાથજીના દર્શને જવા દે નહીં ભેટ લે નહીં. પછે એહ લોકે તે માની લીધું. શામાટે ? જે કેટલા એક ઉતમભાવી ભગવદી તો શ્રીજીએ પરોક્ષ દેખાડયા પછી સહેજજ બેઠકમાં જાતા નહીં. શામાટે જે આસુરવ્યા મોહ લીલા પ્રભુએ દેખાડી હોય તે સ્થલે જાવું કે તે સ્થલ જોવો ઉચીત નાંહીં.

ત્યાં પ્રમાણ જે શ્રીમહા પ્રભુજી દ્વારીકા વિજય કરી ફરી પધાર્યા ત્યારે વાહેણીમાં પોતે પોઢયા હતા ને લખીભાઇ વાહેણી હાંકતા હતા ને સોઢાણાની નદીમાં વાહેણી આવી

ત્યારે જલ વાજ્યુ સાંભલીને પોતે જાગ્યા ને પુછ્યું જે એ કોણુ નદી અને માર્ગ કયાંનો ? ત્યારે લખીભાઇએ વિનંતી કરી છે આસુરવ્યાહ મોહ લીલા દેખાડી છે ત્યાંનો માર્ગ છે. ત્યારે એ વચન સાંભલી શ્રીજીએ સદ્ય વાહેણી ફેરવાવીને આજ્ઞા દીધી જે વે સ્થલ દેખનો હમકું ઉચીત નાંહી એમ કહી તે માર્ગ મુકી બીજે સ્વમાર્ગે પધાર્યા. તે સાંભલી સોઢાણાનો રાજા રામજેહુઓ ઘોડવેલ બેસી ધાઇ આવ્યો શ્રીજીને ઘણી પ્રાણીપતી કરી પધારવાની વિનંતી કરી પણ પોતે તે સ્થલે સંકોચે ત્યાં ન પધાર્યા.

શ્રી ગુસાંઇજીએ ઠાકુરદ્વારા આસુરવ્યાહ મોહ લીલા દેખાડી છે ત્યાં તલેટ એ મત કરી રાખ્યો છે તે સ્થલે શ્રીજી જુએ નહીં, ગોવિંદકુંડ પધારે તો એ સ્થલ આવે ત્યાં અંડો ઉપરણો રાખીને પધારે પણ એ પાસા જુએ નહીં. માટે આસુરવ્યામોહ લીલા દેખાડી હોય ત્યાં એતનમાર્ગી સ્વરૂપ સબંધી સ્નેહ માર્ગીને ત્યાં જાવુંને તે સ્થક જોવો ઉચીત નાહીં તેણે કરી કેટલાએક ભગવદીય તો અભાગ્યના દિવસથી તે દિસે જતા નથી.

ને વલી તેણે દ્રોહ કરીને કહ્યું જે હવેલીમાંથી નિકલો. તે હવેલીમાં પોત પોતાના ઘર બાંધ્યા હતા તે ઘરોમાંથી કાઢયા. કેણે નીકલવાની ચાર દહાડાની ઢીલ કરી તો પોહોરવા મુકી બારણે કાઢીને બાંધ્યા. ઘરમાં જલ આણુવા દે નહીં. વસ્તુ આણવા દે નહીં, જેકો આગ્રાથી માંદુ મરવાને અહીં આવે તેને હવેલીમાં પેસવા દે નહીં, તે બાલકોની હવેલીમાં ઉતરે ત્યાં મરે, ભાઇ તુલસીદાસ ગાંધીનો શ્યામદાસ આગરેથી દુઃખી આવ્યો તેણે બાલકની હવેલીમાં રહીને દેહ મુકી પણ હવેલીમાં ઉતરવા ન દીધા. ભાઈ વલ્લભદાસ શ્રીચંદ દુઃખી હતા તે આગરાથી દેહ મુકવા અહીં આવ્યો ને રતનજી વોરા અધિકારી તથા મોહનદાસને કહાવ્યું જે હું દુઃખી છું ને હુને મારા પ્રભુની હવેલીમાં ઉતરવા દીયો તો હું અહીં દેહ મુકું. પણ એણે હવેલીમાં પેસવા ન દીધા. તુલસીદાસ ગાંધીની બેટી શ્યામાં દુઃખી આવી પણ હવેલીમાં પેસવા ન દીધી. રામ-ભાઇની છોકરી હવેલીમાં ભોંએ નાખી એહેવેજ પોહોરૂઆ મોકલ્યા જે નીકલો તો એણે ઉતર દીધો જે આ છોકરી દેહ મુકે ને નીકલીએ પણ તેટલી ઘડી રહેવા ન દીધા.

ભાઇ શ્યામદાસ કલ્યાણજી હવેલીમા પોતાને ઘેર રહેતે હતે ત્યાં નિત્ય કીર્તન કરતા. એક દિવસે રતનજી અધિકારીએ માણસ મોકલી તેડાવીને કહયું જે તમો તો ગાન કરીને હૈયું ઠારો છો પણ અમારૂં હૈયું બળે છે. તેહનું શું કરવું ? ત્યારે ભાઇ શ્યામદાસે કહયું જે તમો કહો તે કરીએ. પછી એ અધિકારીએ કહ્યું જે કહીએ છીએ કે તમો હવેલીમાંથી નીકળો તે ઉપર એણે ઘણી ઘણી ભાંતે કહયું પણ એ માને નહીં પછે ચાર દિનનો વાયદો કરી આવ્યા ને ભટનું ઘર ભાડે લઇ ત્યાં રાત્રે મુહુરત સમે તાલ પખાવજ કિર્તન કરતા વૈશ્નવ ઘોલ ગાતા વરાખે વખતે ઘણા સંભ્રમ સાથે પોતાના સેવ્ય ત્યાં પધરાવી પોતે ત્યાં રહયા.

વલી હવેલીમાં વૈશ્નવોને ઘેર બારણે બારણે પોહોરૂઆ ગાલો દેતા હીંડે એણી પેરે હવેલીના ઘરો પોતે પોતાના દ્રવ્યના બાંધ્યા હતા તેમાંથી સર્વ સમાજને કાઢયો. તે બાલકોની હવેલીમાં ભાડા આપી રહયા. ને બાળકોને કહેવરાવ્યું જે એહોને રેવા ન